**વ્યક્તિ વધે છે તેમ ગુણ ઘટે છે ને ગુણ વધે છે તેમ વ્યક્તિ ઘટે છે**— હવે 'ચોપડી' અને 'મસ્કૃત ચોપડી' એ બેનો વિચાર કરો 'ચોપડી' પદ જેટલી વ્યક્તિનો બોધ કરે છે તેના કરતા 'મસ્કૃત ચોપડી' ઓછી વ્યક્તિનો બોધ કરે છે પણ 'ચોપડી જેટલા ગુણનો બોધ કરે છે તે કરતા 'મસ્કૃત ચોપડી' વિશેષ ગુણનો બોધ કરે છે આ પ્રમાણે જેમ વ્યક્તિવાચકતા ઓછી થાય છે તેમ ગુણવાચકતા વધે છે અને જેમ ગુણવાચકતા ઓછી થાય છે તેમ વ્યક્તિવાચકતા વધે છે

**પદ અને વાક્ય**—આ પ્રમાણે વાક્યમા બે પદ હોય છે, ઉદ્દેશ્ય અને વિધેય, અને એ બે પદને જોડનાર મયોજક કહેવાય છે બે પદની વચ્ચે મળતાપણુ છે કે નહિ તે વાક્યથી જણાય છે 'ખાડ' અને 'મીઠી' એ બે પદ વચ્ચે મળતાપણુ હોય તો આપણે 'ખાડ મીઠી છે' એમ કહીએ છીએ, અને મળતાપણુ ન હોય તો 'ખાડ મીઠી નથી' એમ કહીએ છીએ આ પ્રમાણે બે પદ વચ્ચે મળતાપણુ કે નહિ મળતાપણુ દર્શાવનાર તે વાક્ય કહેવાય છે યાદ રાખવુ કે પદ અને વાક્યથી જે વિચાર સૂચવાય તેની સાથેજ ન્યાયશાસ્ત્રને સંબંધ છે, માત્ર શબ્દો સાથે નથી શબ્દો વ્યાકરણશાસ્ત્રનો વિષય છે અને વિચાર, ન્યાયશાસ્ત્રનો વિષય છે એ

અનુકૂળ સ્વરૂપમાં વાક્યોનું પરિવર્તન કરી શકાય છે.

**વાક્યોના વિભાગ**—વાક્યોના ત્રણ વિભાગ છે, નિશ્ચયવાચક, સંકેતવાચક, અને પક્ષવાચક. ૧ 'સુવર્ણ પીળું છે' એ અને એવાં વાક્યો નિશ્ચયવાચક છે. સંકેત કે શરત બતાવનાર વાક્યો સંકેતવાચક કહેવાય છે; જેમકે 'જો તમે મારો ઉપદેશ માનશો તો સુખી થશો.' બે કે વધારે કોટિ કે પક્ષ દર્શાવનાર વાક્ય પક્ષવાચક કહેવાય છે; જેમકે 'હિંદુઓ શિવપૂજક છે કે વિષ્ણુપૂજક છે.'

**સ્વરૂપને અનુસરતા વાક્યવિભાગ**—પણ વાક્યના વિશેષ અગત્યના વિભાગ નીચે પ્રમાણે છે. સંયોજક સાથે નકાર જોડાયલો હોય કે ન જોડાયલો હોય. જો જોડાયલો હોય તો વાક્ય **નિષેધવાક્ય** અને ન જોડાયલો હોય તો **વિધિવાક્ય** કહેવાય છે. 'તે મનુષ્ય ડાહ્યો છે' એ વિધિવાક્ય અને 'તે મનુષ્ય ડાહ્યો નથી' એ નિષેધવાક્ય છે. હકારવાચક વિધિવાક્ય ને નકારવાચક નિષેધવાક્ય છે. આ વિભાગો વાક્યના **સ્વરૂપને** અનુસરીને છે.

**પ્રદેશને અનુસરતા વાક્યવિભાગ**—વળી વાક્યમાં જે કંઈ વિધાન કર્યું હોય તે ઉદ્દેશ્યના એકદેશને–થોડા ભાગને–કે સર્વદેશને–બધા ભાગને–લાગુ પડે. જેમકે 'સર્વ મનુષ્ય મર્ત્ય–મરણશીલ છે' એમાં મર્ત્યના વિધાન કરી છે તે ઉદ્દેશ્ય મનુષ્યના સર્વદેશને, અર્થાત્, સર્વ મનુષ્યને, લાગુ પડે છે; પણ 'કેટલાક મનુષ્ય સદ્ગુણી છે' એમાં સદ્ગુણનું વિધાન ઉદ્દેશ્યના થોડાક પ્રદેશનેજ (ભાગનેજ) લાગુ પડે છે. પ્રથમ પ્રકારનાં વાક્ય સર્વદેશી કે સાર્વત્રિક વાક્ય અને બીજા પ્રકારનાં વાક્ય એકદેશી કે વિશિષ્ટ વાક્ય કહેવાય છે. વાક્યના આ વિભાગો પ્રદેશને અનુસરીને છે.

૨ સર્વદેશી નિષેધ—'કોઈ મનુષ્ય પશુ નથી'.
'કોઈ क, ग નથી'.
૩ એકદેશી વિધિ—'કેટલાંક મનુષ્ય પ્રામાણિક છે'.
'કેટલાક क, ग છે'.
૪ એકદેશી નિષેધ—'કેટલાંક મનુષ્ય પ્રામાણિક નથી'.
'કેટલાક क, ग નથી'.

અંગ્રેજીમાં આ વાક્યોને સંક્ષેપમાં અનુક્રમે 'ए', 'ई', 'आइ', અને 'ओ' કહે છે.

**સંજ્ઞાવાચક કે સમુદાયવાચક ઉદ્દેશ્યવાળાં વાક્ય સર્વદેશી**—જે વાક્યોમાં ઉદ્દેશ્ય સંજ્ઞાવાચક કે સમુદાયવાચક પદ હોય તે વાક્યો સર્વદેશી છે. 'ગંગા પવિત્ર નદી છે', 'કાફલો ઉતાવળો ચાલે છે', એમાં ઉદ્દેશ્યના સર્વદેશને 'પવિત્રતા' અને 'ઉતાવળે ચાલવું' લાગુ પડે છે, માટે વાક્ય ए છે.

'આ નદી પવિત્ર છે', અહિં 'નદી' ની પૂર્વે 'આ' વિશેષણ મૂકવાથી 'આ નદી' નો અર્થ કોઈ સંજ્ઞાવાચક નદી જેવો થાય છે. માટે 'આ નદી જેવા પદ 'સંજ્ઞાવાચક' સમજવાં. અને 'આ નદી પવિત્ર છે', એવા

છે, પણ વિધેય 'પ્રાણી' એકદેશી છે. 'મનુષ્ય' પદ સર્વ મનુષ્યને લાગુ પાડ્યું છે, પણ 'પ્રાણી' પદ સર્વ પ્રાણીને લાગુ પાડ્યું નથી; કારણ કે મનુષ્ય સિવાય બીજાં ઘણાં પ્રાણી છે. 'સર્વ મનુષ્ય પ્રાણી છે' એ વાક્યના ઉદ્દેશ્યવિધેયનું પરિવર્તન કરીએ તો 'કેટલાંક પ્રાણી સર્વ મનુષ્ય છે' એમ કહેવાય, 'સર્વ પ્રાણી સર્વ મનુષ્ય છે' એમ કહેવાય નહિ. સંજ્ઞાવાચક, સમુદાયવાચક, જાતિવાચક, ગુણવાચક વિશેષણ, અને ગુણવાચક વિશેષ્ય, એ પાંચ પ્રકારનાં પદમાંથી સંજ્ઞાવાચક અને સમુદાયવાચક પદો હમેશ સર્વદેશી છે. 'ગંગા પવિત્ર છે', 'લશ્કર પરાજય પામ્યું', એ વાક્યોમાં 'ગંગા' અને 'લશ્કર' એટલે આખી ગંગા અને બધુ લશ્કર; અર્થાત્, એ પદો સર્વદેશી છે. બાકીના ત્રણ પ્રકારનાં પદ માટે નીચેના બે નિયમો છેઃ—

**બે નિયમો.—**

( ૧ ) બધાં સર્વદેશી વાક્યોમાં ઉદ્દેશ્ય હમેશ સર્વદેશી ( અવચ્છિન્ન ) હોય છે.

( ૨ ) બધા નિષેધવાક્યોમાં વિધેય હમેશ સર્વદેશી હોય છે.

પ્રથમ નિયમ સ્પષ્ટજ છે. 'મનુષ્યમાત્ર પ્રાણી છે' એવાં સર્વદેશી વિધિવાક્યમા 'મનુષ્ય' સર્વદેશી છે; કેમકે પ્રાણિત્વ એકેએક મનુષ્યને લાગુ પાડ્યુ છે, વિધાન ઉદ્દેશ્યના સર્વદેશને લાગુ પાડ્યું છે. 'કોઈ પણ મનુષ્ય દેવ નથી' એવા સર્વદેશી નિષેધવાક્યોમા પણ 'મનુષ્ય' સર્વદેશી છે, કેમકે દેવત્વનો નિષેધ સર્વ મનુષ્યને લાગુ પાડ્યો છે, અર્થાત્, નિષેધ ઉદ્દેશ્યના સર્વદેશને લાગુ પાડ્યો છે.

હવે બીજો નિયમ તપાસીએ બધા નિષેધવાક્યોમા વિધેયના સર્વપ્રદેશમાંથી ઉદ્દેશ્ય બાતલ કર્યો હોય છે 'કોઈ પણ મનુષ્ય દેવ નથી', 'કેટલાંક મનુષ્ય ડાહ્યાં નથી' એમ કહીએ એટલે દેવના અને ડાહ્યા મનુષ્યના આખા વર્ગમાંથી મનુષ્યને બાતલ કરીએ છીએ. આખા વર્ગમાંથી

બાનલ કરતા પહેલાં આપણે આખો વર્ગ બરાબર તપાસવો જોઈએ. ધારો કે હું એમ કહું કે 'આ ચોપડીમાં કોરાં પાનાં નથી'. એ તો સ્પષ્ટ છે કે આ ચોપડીનાં પાનાં બરાબર જોયા વગર મારાથી આગે નિષેધ કરાય નહિ. આરંભમા, વચ્ચે, કે છેવટે જો કોરાં પાનાં હોય તો મારૂં કહેવું ખોટું થાય. માટે એ ચોપડીના બધા પાનાંની બરાબર તપાસ કર્યા વગર એ ચોપડીનાં બધાં પાનાના વર્ગમાથી કોરાં પાનાનો નિષેધ કરાય નહિ તેમજ 'આ બાગમાં ગુલાબના ફૂલ નથી' એમ કહીએ ત્યારે બાગમાનાં બધા ફૂલમાથી ગુલાબના ફૂલનો નિષેધ કરીએ છીએ. આવાં વાકયોમાં વિધેયના સર્વ પ્રદેશમાથી ઉદ્દેશ્યનો નિષેધ કરીએ છીએ, માટે વિધેય સર્વદેશી છે. હવે ઓ વાક્ય તપાસીએ. 'કેટલાક ગુલાબ વાડીમા નથી' આવાં વાકયોમાં વાડીનાં તમામ વૃક્ષોમાથી કેટલાંક ગુલાબને બાતલ કરીએ છીએ. આ પ્રમાણે ઈ અને ઓ બંને પ્રકારના વાકયોમા વિધેયના આખા પ્રદેશમાથી ઉદ્દેશ્યનો નિષેધ કરવાનો છે, અર્થાત્, બધાં નિષેધવાકયોમાં વિધેય સર્વદેશી છે.

**સર્વદેશી નિષેધ કરતા પહેલાં બારીક તપાસની જરૂર**—આ ઉપરથી જણાશે કે કોઈ પણ ધર્મનુ વિધાન કરવા કરતા નિષેધ કરવામા વિશેષ તપાસની જરૂર છે.

**ઉપસંહાર**—ય, ઈ, આઇ, અને ઓ એ ચાર વાકયોને ઉપલા બે નિયમ લાગુ પાડતાં માલમ પડશે કે ય વાક્ય પ્રથમ નિયમને અનુસરે છે, અર્થાત્, એમા ઉદ્દેશ્ય સર્વદેશી છે ઈ વાક્ય બંને નિયમને અનુસરે છે, અર્થાત્, એમા ઉદ્દેશ્ય અને વિધેય બંને સર્વદેશી છે. આઇ એકે નિયમને અનુસરતુ નથી, કેમકે એમા ઉદ્દેશ્ય કે વિધેય એકે સર્વદેશી નથી, અને એકદેશી છે ઓ વાક્ય બીજા નિયમને અનુસરે છે, અર્થાત્, એમાં વિધેય સર્વદેશી છે.

**યૂલરનાં ચિત્રો**—યૂલર નામનો જર્મન ગણિતશાસ્ત્રી અને નૈયાયિક જુદા જુદાં વાકયોમા ઉદ્દેશ્ય અને વિધેયની વ્યાપકતા નીચે પ્રમાણે ચિત્રથી દર્શાવે છે —

ए વાક્યમાં ઉદ્દેશ્ય સર્વદેશી છે, પણ વિધેય એકદેશી છે. 'બધાં ચોપગાં પ્રાણી છે' એમાં 'ચોપગાં' સર્વદેશી છે, પણ 'પ્રાણી' એકદેશી છે, સર્વદેશી નથી; કેમકે બધાં ચોપગાં કંઈ બધાં પ્રાણી નથી. મનુષ્ય, વાંદરાં વગેરે પ્રાણી ચોપગાં નથી. ચિત્રથી આ બાબત નીચે પ્રમાણે દર્શાવાયઃ—

'બધા क, ग છે' એ ए વાક્ય છે. વર્તુલો વડે આ વાક્ય એક વર્તુલને બીજા વર્તુલની અંદર દોરીને દર્શાવાય. 'બધા સમબાજુ ત્રિકોણો સમકોણ છે', એવાં વાક્યોના અર્થમાં 'બધા क, ग છે' એમાં क અને ग એકજ વર્તુલ વડે દર્શાવાય.






'કોઈ પણ क, ग નથી'. એવાં ई વાક્યમા गના ધર્મનો તમામ क-માંથી નિષેધ કર્યો છે, તેમજ कનો નિષેધ તમામ गમાંથી કર્યો છે, માટે બે ભિન્ન વર્તુલથી क અને ग દર્શાવાશે.






'કેટલાક क, ग છે' એ आइ વાક્ય છે. એમાં कનું એકદેશિત્વ સ્પષ્ટ છે. ग પણ એકદેશી છે. 'કેટલાંક ફળ ખાવાલાયક છે' આ વાક્યનું તાત્પર્ય એવું નથી કે ફળ સિવાય કંઈ ખાવાલાયક છેજ નહિ. માટે 'ખાવાલાયક ચીજ' એ વિધેય સર્વદેશી નથી, પણ એકદેશી છે. आइ વાક્યમાં क અને ग નીચે પ્રમાણે વર્તુલો વડે સૂચક દર્શાવે છે.




'કેટલાક'નો અર્થ અનિશ્ચિત હોવાને લીધે પૂસર બીજું, ત્રીજું, અને ચોથુ વર્તુલ કાઢે છે. ન્યાયશાસ્ત્રમાં 'કેટલાક' નો અર્થ 'ઓછામાં ઓછો એક, બધા પણ હોય' એવો સમજવાનો છે.

'કેટલાક क, ग નથી' એ આ વાક્યમાં ઉદ્દેશ્ય એકદેશી છે એ તો સ્પષ્ટ છે. વિધેય સર્વદેશી છે એ ઉપર દર્શાવ્યુ છે. આમાં क અને ग નીચેના વર્તુલો વડે પૂસર દર્શાવે છેઃ—



વ્યાપકવર્ગ અને નાના વર્ગને વ્યાપ્યવર્ગ કહે છે. પ્રાણી એ વ્યાપકવર્ગ અને મનુષ્ય એ વ્યાપ્યવર્ગ છે. એ સાપેક્ષ શબ્દો છે, 'મનુષ્ય' 'પ્રાણી' સાથે સરખાવતાં વ્યાપ્યવર્ગ છે, પણ તે 'હિંદુ' સાથે સરખાવતાં વ્યાપકવર્ગ છે. 'મનુષ્ય ભણી શકે એવો છે' એ વાક્યમાં વિધેય 'ભણી શકે એવો' ઉદ્દેશ્યનો ધર્મ છે. 'મનુષ્ય વિચારશીલ છે' એ વાક્યમાં વિધેય ઉદ્દેશ્યનો ભેદક છે. એટલે એ ધર્મથી મનુષ્યરૂપ વ્યાપ્યવર્ગ પ્રાણિરૂપ વ્યાપકવર્ગથી જુદો પડે છે. 'મનુષ્ય માદો છે' એમાં 'માદો' એ ઉદ્દેશ્યનો ધર્મ છે; પણ એ ધર્મથી મનુષ્ય વ્યાપકવર્ગથી જુદો પડતો નથી, એટલે એ ધર્મ ભેદક નથી; તેમજ એ ધર્મ 'ભણી શકે એવો' કે જેને મનુષ્ય સાથે નિયત (હમેશનો) સંબંધ છે એવો પણ નથી એવા અનિયત ધર્મને ઉપાધિ કહે છે.

**પોર્ફ્યરિના વિભાગો**—પોર્ફ્યરિ નામના નૈયાયિકે વિધેયના પાંચ વિભાગ કર્યા છે, ૧ વ્યાપકવર્ગ ૨ વ્યાપ્યવર્ગ, ૩ ભેદક, ૪ ધર્મ, અને ૫ ઉપાધિ.

જે વિસ્તૃત વર્ગની અંદર નાના વર્ગો સમાયલા હોય તે વિસ્તૃત વર્ગને વ્યાપકવર્ગ કહે છે અને નાના વર્ગોને તે વિસ્તૃત વર્ગના સંબંધમાં વ્યાપ્યવર્ગ કહે છે આ પ્રમાણે વ્યાપકવર્ગ અને વ્યાપ્યવર્ગ એ ઉપર દર્શાવ્યા પ્રમાણે સાપેક્ષ પદ છે ત્રિકોણ એ વ્યાપકવર્ગ છે અને સમબાજુ ત્રિકોણ, સમદ્વિબાજુ ત્રિકોણ, સમકોણ ત્રિકોણ, વિષમકોણ ત્રિકોણ વગેરે ત્રિકોણના વિભાગો વ્યાપ્યવર્ગ છે. વળી ત્રિકોણ જે પોતાના વિભાગના સંબંધમા વ્યાપકવર્ગ છે તે આકૃતિના સંબંધમાં વ્યાપ્યવર્ગ છે, કેમકે તે એક જાતની આકૃતિ છે.

**પર સામાન્ય ને અપર સામાન્ય**—આને મળતા વિભાગો સંસ્કૃત ન્યાયશાસ્ત્રમાં પર સામાન્ય અને અપર સામાન્ય છે પણ સામાન્ય કે જાતિ એ તો વ્યાપ્યવર્ગ અને વ્યાપકવર્ગમા રહેનારો ધર્મ છે, વ્યાપ્યવર્ગ કે વ્યાપકવર્ગ નથી '**नित्यमेकमनेकानुगतं सामान्यम्**' એવુ લક્ષણ સંસ્કૃત નૈયાયિકો સામાન્યનું આપે છે. એટલે સામાન્ય નિત્ય (અવિનાશી) છે, એક છે,

અને અનેકમા સમવાય સબધથી રહેલુ છે. જાતિ ને વ્યક્તિ, ગુણ ને ગુણી, ક્રિયા ને ક્રિયાવાન્—આ યુગલોમા બે વચ્ચેના સબધને નૈયાયિકો સમવાય કહે છે એમાનુ એક બીજા વિના રહી શકતુ નથી, એવો એ બે વચ્ચે અવિનાભાવ સબંધ છે સામાન્યના પર સામાન્ય અને અપર સામાન્ય એવા બે વિભાગ છે. પર સામાન્ય એ અધિકવૃત્તિ એટલે અધિક પદાર્થોમાં રહેલુ સામાન્ય છે અને અપર સામાન્ય એ ન્યૂનવૃત્તિ એટલે ઓછા પદાર્થોમા રહેલુ સામાન્ય છે મનુષ્યત્વ એ પર સામાન્ય અને બ્રાહ્મણત્વ એ અપર સામાન્ય છે, તેમ પ્રાણિત્વના સબધમાં મનુષ્યત્વ અપર સામાન્ય છે.

**પોર્ફીયરિનું વૃક્ષ**—વ્યાપકવર્ગ અને વ્યાપ્યવર્ગને સમજાવવા પોર્ફીયરિ નીચેનુ વૃક્ષ આપે છે—



**વ્યાપ્ય, વ્યાપક, ને વ્યાપ્યવ્યાપક**—અહિં પદાર્થ એ અતિવિસ્તૃત વર્ગ છે, એ વ્યાપકવર્ગ છે, વ્યાપ્યવર્ગ થઈ શકતો નથી. તેમજ સૉક્રેટીસ, પ્લેટો વગેરે વ્યાપ્ય છે, વ્યાપક નથી. શરીરી, જીવ, સચેતન, અને મનુષ્ય વ્યાપ્ય અને વ્યાપક બંને છે. એને વ્યાપ્યવ્યાપક કહી શકાય.

**વ્યાપ્યવ્યાપક વર્ગ અને ધર્મ**—વ્યાપકવર્ગ તેના કોઈ પણ વ્યાપ્યવર્ગ કરતાં વિશેષવ્યક્તિવાચક છે, પણ ન્યૂનગુણવાચક છે. દાખલા તરીકે પ્રાણી એ વ્યાપકવર્ગ વિચારશીલ પ્રાણી કે મનુષ્ય એ વ્યાપ્યવર્ગના કરતાં વિશેષ વ્યક્તિનો વાચક છે; કેમકે એમા અવિચારશીલવર્ગ પણ સમાયલો છે; પરન્તુ ગુણવાચકતાનો વિચાર કરીયે તો એથી ઉલટુ માલમ પડશે. પ્રાણી મનુષ્ય કરતા ન્યૂનગુણવાચક છે. મનુષ્યમાં પ્રાણીના તો તમામ ગુણ છેજ અને તે ઉપરાંત વિચારશીલતા એ વિશેષ છે. એ ગુણથી મનુષ્ય પશુથી જુદો પડે છે, માટે એને ભેદક કહે છે ધારો કે આપણે પોર્ફીયરિના ઝાડમા દર્શાવેલા પ્લેટો વિષે આ પ્રમાણે પ્રશ્ન પૂછીએ. પ્લેટો કોણ છે? માણસ માણસ કોણ છે? વિચારશીલ પ્રાણી માણસ એ વ્યાપ્ય, પ્રાણી વ્યાપક, અને વિચારશીલ ભેદક છે ત્યારે પ્રાણી એટલે શુ? જેને લાગણી, ચેતના છે તેના સજીવ; કેમકે છોડવા સજીવ છે, પણ તેને ચેતના નથી. અહિં સજીવ એ વ્યાપક, પ્રાણી એ વ્યાપ્ય, અને ચેતનાવાળુ કે સચેતન એ ભેદક છે. પણ સજીવ એટલે શુ? એક જાતનો શરીરી. શરીરીના બે પ્રકાર છે, સજીવ અને અજીવ (પત્થર વગેરે) અહિં સજીવ એ વ્યાપ્ય, શરીરી એ વ્યાપક, અને જીવ એ ભેદક છે. શરીરી એટલે શુ? એ એક પદાર્થ છે, પદાર્થ વ્યાપક, શરીરી વ્યાપ્ય, અને શરીર ભેદક છે. પણ પદાર્થ એટલે શુ? પદાર્થ એટલે પદાર્થજ. એનાથી કોઈ વિશેષ વિસ્તૃત વર્ગ નથી.

**નિયત ધર્મ ને ભેદક ધર્મ**—ધર્મ એ વિધેયનો ચોથો વિભાગ છે. વ્યાપકવર્ગથી ઓળખાવનાર ધર્મને આપણે ભેદક ધર્મ કહ્યો છે જે ધર્મ

વ્યાપ્યવર્ગનો ભેદક નથી, પરંતુ ભેદક ધર્મથી અનુમેય થાય છે તેને **નિયત** ધર્મ કહે છે જેમકે ' વિચારશીલ ' એ મનુષ્યનો ઇતર પ્રાણીથી ભેદક ધર્મ છે, પરંતુ 'રમોઈ કરવી' એ ધર્મ એવો ભેદક નથી 'વિચારશીલતા' ઉપરથી એ ધર્મ અનુમેય છે, કેમકે જે વિચાર કરી શકે છે તેજ રાંધી શકે છે. આવો ધર્મ નિયત ધર્મ કહેવાય છે 'સમકોણત્વ' એ સમબાજુ ત્રિકોણનો એવો નિયત ધર્મ છે 'સમબાજુપણ' એ ભેદક ધર્મ છે

**ઉપાધિ**—વિવેયનો પાચમો વિભાગ ઉપાધિ કે અનિયત ધર્મ છે જે ધર્મ ભેદક નથી તેમજ નિયત ધર્મ નથી તે **ઉપાધિ** કહેવાય છે 'માણસ માંદો છે' એમા 'માંદો' એ ઉપાધિ છે એ ધર્મથી માણસ બીજા પ્રાણીઓથી જુદો પડતો નથી માટે એ ભેદક નથી તેમજ એ ધર્મ કઈ ભેદક ધર્મથી અનુમાન થઈ શકે એવો ધર્મ નથી કેમકે જે વિચારશીલ પ્રાણી હોય તે માંદુ હોવુ જોઈએ એમ અનુમાન થતુ નથી જો 'માંદા' ને બદલે 'ભૂમિતિ વાચી શકે એવુ' એવો ધર્મ લીધો હોય તો તે ધર્મ ભેદક ધર્મથી અનુમેય છે, કેમકે જે વિચારશીલ હોય તે ભૂમિતિ વાચી શકે છે માટે 'માંદો' એ અનિયત ધર્મ કે ઉપાધિ છે

**વિભાજ્ય ને અવિભાજ્ય ઉપાધિ**—ઉપાધિના બે પ્રકાર છે, વિભાજ્ય અને અવિભાજ્ય ' કેટલાક માણસ માદા છે' એમા 'માંદા' એ ઉપાધિ વિભાજ્ય છે, કેમકે એ ધર્મ 'માણસ' થી છૂટો પડી શકે એવો છે પણ 'કેટલાક માણસ હિંદુ છે' એમા 'હિંદુ' એ ઉપાધિ છૂટો પડી શકે એવો નથી, માટે અવિભાજ્ય કહેવાય છે

વાક્ય કે **સ્વરૂપવાક્ય** કહેવાય છે. 'ત્રિકોણ એ ત્રણ બાજુથી ઘેરાયલી આકૃતિ છે' એ એવું વાક્ય છે. છેલ્લા બે પ્રકારના વિધેયમાં ઉદ્દેશ્યના કરતાં વિધેયથી જુદુ જ્ઞાન મળે છે, ઉદ્દેશ્ય અને વિધેય પર્યાયશબ્દ નથી. જેમકે 'એક ત્રિકોણની બાજુઓ ત્રણ ફુટ લાંબી છે' એ વાક્યમાં વિધેય ઉદ્દેશ્યનો પર્યાય નથી, પણ વિશેષ-અર્થવાચક છે. આવાં વાક્ય **વિસ્તૃતવાક્ય** કહેવાય છે. 'મનુષ્ય પ્રાણી છે' એ લક્ષણવાક્ય છે, પણ 'મનુષ્ય ગોરો છે કે કાળો છે' એ વિસ્તૃતવાક્ય છે.

---

# પ્રકરણ ૧૩મું.

## લક્ષણ અને વર્ણન.

---

**લક્ષણ ને વર્ણનનો ભેદ**—પદનું લક્ષણ આપવુ એટલે તેના ગુણને પ્રકટ કરવા. જે પદમા ગુણવાચકતા નથી તે પદનું લક્ષણ આપી શકાય નહિ. સંજ્ઞાવાચક અને સમુદાયવાચક પદ ગુણવાચક નથી, માટે તેનુ લક્ષણ અપાય નહિ. આપણે તેનુ વર્ણન આપી શકીએ પણ લક્ષણ આપી શકીએ નહિ; કેમકે એમા ગુણવાચકતા નથી, પણ વ્યક્તિવાચકતા છે એમ અગાઉના પ્રકરણમા દર્શાવ્યુ છે 'ગગા' એ સંજ્ઞાવાચક પદનુ વર્ણન આપી શકાય કે 'એ એક નદી છે, હિમાલય પર્વતમાથી નીકળે છે, અને બંગાળાના ઉપસાગરને મળે છે'' લશ્કર' એ સમુદાયવાચક પદને વિષે એવુ વર્ણન આપી શકીએ કે 'એ સિપાઈઓનો સમૂહ છે, અને કવાયદ આપી શત્રુ સામા લડવાને તૈયાર રાખવામાં આવે છે'. આ વર્ણન કહેવાય, લક્ષણ ન કહેવાય. લક્ષણ એટલે પદમા જે ધર્મ કે ગુણ હોય તે પ્રકટ કરવા. લક્ષણથી ગુણવાચક પદના ગુણ પ્રકટ થાય છે અને બીજાં પદથી તે પદ શી રીતે જુદુ પડે છે ને ઓળખાઈ આવે છે. વર્ણનથી ગુણવાચક પદ

વિષે તેના ગુણ સિવાય વિશેષ હકીકત મળે છે અને જે પદ ગુણવાચક નથી તેને વિષે તેનો અર્થ સમજાય એવી વિસ્તીર્ણ હકીકત મળે છે.

**અનિશ્ચિત અને અપૂર્ણ લક્ષણ**—ત્રિકોણ, ચોરસ, વગેરે શાસ્ત્રીય કે પારિભાષિક પદોના ધર્મ નિયત એટલે ચોક્સ છે, માટે એવાં પદનાં લક્ષણ નિશ્ચિત છે; પરંતુ મનુષ્ય, પ્રાણી, વૃક્ષ, પ્રકાશ, ઉષ્ણતા વગેરે પદોનાં લક્ષણ એવા નિશ્ચિત નથી. હાલના આપણા જ્ઞાન પ્રમાણે આપણને એ પદોનાં લક્ષણ ચોક્સ લાગે; પરંતુ ભવિષ્યમાં આપણા જ્ઞાનમાં વધારો થાય અને એ લક્ષણ અપૂર્ણ લાગે; માટે એવાં પદનાં લક્ષણ પારિભાષિક પદનાં લક્ષણ જેવા ચોક્સ કે પૂર્ણ ન કહેવાય. 'મનુષ્ય વિચારશીલ પ્રાણી છે' એમ મનુષ્યનુ લક્ષણ આપવાથી મનુષ્ય ઇતર પ્રાણીથી કઈ બાબતમાં જુદો પડે છે તે સમજાય છે, પરંતુ મનુષ્યના તમામ ધર્મ કંઈ એ લક્ષણમાં આવના નથી. આવાં લક્ષણો અપૂર્ણ છે. વળી ઇતર પ્રાણીથી મનુષ્યના ભેદક ધર્મો હાલ જેટલા જાણીતા છે તેથી વિશેષ ભવિષ્યમાં શોધી કઢાય, માટે એ લક્ષણ ત્રિકોણ જેવાં પારિભાષિક પદોનાં લક્ષણ જેવું ચોક્સ કે શુદ્ધ નથી. પણ એવા લક્ષણથી આપણે એક પદને બીજાં પદ સાથે સરખાવી શકીએ છીએ અને તેના ભેદક ધર્મ જાણીએ છીએ; એટલે લક્ષણનો સામાન્ય હેતુ સફળ થાય છે.

**લક્ષણ વ્યાપકવર્ગ ને ભેદક ધર્મનું બનેલું છે**—'મનુષ્ય વિચારશીલ પ્રાણી છે' એ 'મનુષ્ય' પદના લક્ષણ ઉપરથી માલમ પડશે કે પદનું લક્ષણ તેના વ્યાપકવર્ગ અને ભેદક ધર્મ આપવાથી થાય છે. આપણે ગયા પ્રકરણમાં જોયુ કે વ્યાપ્યવર્ગનો ધર્મ વ્યાપકવર્ગના ધર્મ અને ભેદક ધર્મની બરોબર છે. 'મનુષ્ય' એ વ્યાપ્યવર્ગ છે અને એનું લક્ષણ આપવામાં એનો વ્યાપકવર્ગ શોધી કાઢવો અને તે વર્ગ વ્યાપ્યવર્ગથી કયા ધર્મમાં જુદો પડે છે તે શોધી કાઢવું. 'મનુષ્ય' એ વ્યાપ્યવર્ગનો વ્યાપકવર્ગ 'પ્રાણી' છે અને ભેદક ધર્મ 'વિચારશીલતા' છે. સામાન્ય રીતે આ પ્રમાણે પદનાં લક્ષણ અપાય છે.

**લક્ષણના સામાન્ય નિયમો**—લક્ષણને માટે નીચેના સામાન્ય નિયમો છેઃ—

( ૧ ) લક્ષણમાં લક્ષ્ય પદના ધર્મ કરતાં ઓછા કે વત્તા આવવા ન જોઈએ.

જો આ નિયમનો ભંગ થાય તો લક્ષણ સંકુચિત ( અવ્યાપ્ત ) થાય કે વિસ્તીર્ણ ( અતિવ્યાપ્ત ) થાય. જો ત્રિકોણનું લક્ષણ ' ત્રણ સરખી સીધી લીટીથી ઘેરાયલી આકૃતિ ' એવું આપીએ તો તે અવ્યાપ્ત થાય; કેમકે બધા ત્રિકોણોમાં ત્રણે બાજુ સરખી હતી નથી. ' પાણીમાં રહેનારાં પ્રાણી તે માછલાં ' એવું માછલાંનું લક્ષણ અતિવ્યાપ્ત થાય; કેમકે માછલાં સિવાય બીજાં પ્રાણીઓ પણ પાણીમાં રહે છે.

( ૨ ) લક્ષ્ય પદનો અર્થ સ્પષ્ટ સમજાય એવુ લક્ષણ જોઈએ. તેની ભાષા સ્પષ્ટ જોઈએ, સંદિગ્ધ, દ્વ્યર્થી નહિ.

' છટા શબ્દાડમ્બરની પરિપૂર્ણતા છે ' આવા લક્ષણથી ' છટા ' નો અર્થ સમજાય નહિ. લક્ષ્ય પદના કરતા લક્ષણ વધારે સહેલું અને સરળ જોઈએ એ સ્પષ્ટ છે. જો લક્ષણમાં અલંકાર વાપરીએ તો આજ નિયમનો ભંગ થાય છે. ' અન્ન જીવન છે ', ' ઘી આયુષ્ય છે ' એ એવાં લક્ષણ કહેવાય.

( ૩ ) લક્ષણમા લક્ષ્ય પદ કે તેનો પર્યાય શબ્દ આવવો ન જોઈએ.

' પ્રામાણિક મનુષ્ય એટલે જે પ્રામાણિકપણે વર્તે તે '. ' પ્રામાણિક ' લક્ષ્ય પદ છે અને 'પ્રામાણિકપણું' લક્ષણમા આવે છે.

અર્થ સમજાવવામાં આવો દોષ ઘણી વાર જોવામાં આવે છે.

( ૪ ) બને ત્યાંસુધી લક્ષણ વિધિવાક્યરૂપ હોવું જોઈએ, નિષેધવાક્યરૂપ નહિ.

' પ્રામાણિક એટલે જે જૂઠુ બોલે નહિ અને અનીતિથી વર્તે નહિ'. આ લક્ષણમાં એવો દોષ છે.

( ૫ ) લક્ષ્ય પદનો વ્યાપકવર્ગ અને ભેદક ધર્મ આપવાથી બધાં લક્ષણો તૈયાર કરી શકાય છે.

'મનુષ્ય વિચારશીલ પ્રાણી છે' એમા 'પ્રાણી' એ મનુષ્યનો વ્યાપક-વર્ગ અને 'વિચારશીલ' એ ભેદક ધર્મ છે

**લક્ષણ વિષે સસ્કૃત નૈયાયિકોના વિચાર**—સસ્કૃત નૈયાયિકો લક્ષણ વિષે નીચે પ્રમાણે કહે છે —લક્ષણ એટલે અસાધારણ ધર્મ કોઈ પણ પદાર્થનુ લક્ષણ આપવુ એટલે તેનો અસાધારણ ધર્મ આપવો તે લક્ષ્ય માત્રમા જે ધર્મ જણાયા આવે અને અલક્ષ્યમા ક્વચિત્ પણ જેવામા ન આવે તે લક્ષણ 'ગાય એટલે જે પ્રાણીને સાસ્ના–ગળાની ગોદડી વગેર હોય છે તે' એ ગાયનુ લક્ષણ છે લક્ષણના ત્રણ દોષ છે—અવ્યાપ્તિ અતિવ્યાપ્તિ અને અસભવ 'કપિલ વર્ણની તે ગાય' એવુ લક્ષણ સર્વ ગાયમા જણાતુ નથી, માટે લક્ષણમા અવ્યાપ્તિનો દોષ છે આ પ્રમાણે લક્ષ્યના એકદેશમા જેવામા ન આવે એવો ધર્મ લક્ષણમા કહ્યો હોય તો લક્ષણ અવ્યાપ્ત થાય ને દોષ અવ્યાપ્તિ કહેવાય લક્ષ્યના એકદેશમા ન હોવુ તે અવ્યાપ્તિ જે ધર્મ લક્ષ્ય તેમજ અલક્ષ્ય બનેમા હોય તે ધર્મથી લક્ષણ અતિવ્યાપ્ત થાય છે ને દોષ અતિવ્યાપ્તિ કહેવાય છે 'શીગડા હોવા તે ગોત્વ' એ અતિવ્યાપ્ત લક્ષણ છે કેમકે 'શીગડા હોવા' એ ધર્મ લક્ષ્ય ગાયમાત્ર નહિ, પણ અલક્ષ્ય ભેસ વગેરેમા પણ છે જે ધર્મ લક્ષ્યના કોઈ પણ ભાગમા જેવામા ન આવે તે ધર્મવાળુ લક્ષણ અસભવદોષયુક્ત થાય છે 'એક ખરી હોવી તે ગોત્વ' એ એવુ લક્ષણ છે, કેમકે કોઈ પણ ગાય એક ખરીવાળી જેવામા આવતી નથી

અસાધારણ ધર્મ ન્યૂનાધિક ન થાય તેમજ ક્રમપૂર્વક જ્ઞાનના વધારાથી લક્ષણ દૂષિત ન થાય માટે સસ્કૃત નૈયાયિકો गोत्ववान् सास्नादिमत्वपान् वा गौः (ગોત્વયુક્ત કે સાસ્નાદિકયુક્ત તે ગાય) એવુ લક્ષણ આપે છે પ્રથમ પ્રકારનુ લક્ષણ અસ્પષ્ટ છે, પણ દૂષિત તો નથીજ બીજી રીતે પ્રમાણે લક્ષણ આપવાથી અસ્પષ્ટતાનો દોષ દૂર થઈ લક્ષણ દોષરહિત થાય છે

—※—

# પ્રકરણ ૧૪મું.

## ન્યાયનિયમો.

**પાછલા પ્રકરણનો ઉપસંહાર**—પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે પરામર્શ-ન્યાય ત્રણ વાક્યોથી દર્શાવાય છે:—

સર્વ મનુષ્ય મર્ત્ય છે,
હરિ મનુષ્ય છે,
∴ હરિ મર્ત્ય છે.

પ્રથમ બે આધારવાક્યો ઉપરથી ત્રીજા નિગમનવાક્ય પર અવાય છે. પ્રથમ વાક્ય વ્યાપ્તિવાક્ય, બીજું હેતુવાક્ય, અને ત્રીજું નિગમનવાક્ય છે. નિગમનવાક્યનો ઉદ્દેશ્ય 'હરિ' પક્ષપદ છે અને વિધેય 'મર્ત્યત્વ' સાધ્યપદ છે. 'મનુષ્યત્વ' એ હેતુપદ છે.*

**ન્યાયનિયમો**—પાશ્ચાત્ય નૈયાયિકો ન્યાયના કેટલાક નિયમો આપે છે તે જાણવા આવશ્યક છે. તે નિયમો નીચે પ્રમાણે છે:—

**હેતુપદનો અનવચ્છેદ**—(૧) હેતુપદ એક પણ સ્થળે સર્વદેશી હોવું જોઈએ. ધારો કે 'સર્વ મનુષ્ય પ્રાણી છે' અને 'સર્વ અશ્વ પ્રાણી છે', એવાં બે આધારવાક્યો હોય તો નિગમનવાક્ય આવી શકેજ નહિ; કારણ કે 'પ્રાણી' જે હેતુપદ છે તે એક પણ આધારવાક્યમાં સર્વદેશી નથી. 'સર્વ મનુષ્ય પ્રાણી છે', એ જ વાક્યમાં ઉદ્દેશ્યજ સર્વદેશી છે, વિધેય નથી, એ અગાઉ દર્શાવ્યુ છે. 'પ્રાણિત્વ' એ વ્યાપક છે અને 'મનુષ્યત્વ'

* 'વ્યાપ્તિવાક્ય'ને અંગ્રેજીમાં 'મેજૉર પ્રેમિસ', 'હેતુવાક્ય'ને 'માઇનૉર પ્રેમિસ', અને 'નિગમનવાક્ય'ને 'કન્કલુઝન' કહે છે. 'પક્ષપદ' તે 'માઇનૉર ટર્મ', 'સાધ્યપદ' તે 'મેજૉર ટર્મ', અને 'હેતુપદ' તે 'મિડલ ટર્મ' છે.

અને 'અશ્વત્વ એ વ્યાપ્ય છે પ્રાણી એ વર્ગમાના જેટલા ભાગ સાથે મનુષ્ય એકરૂપ છે તેજ ભાગ સાથે અશ્વ એકરૂપ નથી, તેથી મનુષ્ય અને અશ્વનો સંબંધ જણાય એવુ નિગમનવાક્ય થઈ શકતુ નથી આકૃતિથી આ સ્પષ્ટ સમજાશે 'સર્વ स, म છે', 'સર્વ प म છે' આવા આધારવાક્યો પરથી स અને प નો સંબંધ જણાય એવુ નિગમનવાક્ય થઈ શકતો નહિ




સર્વ મનુષ્ય પ્રાણી છે,
સર્વ અશ્વ પ્રાણી છે
સર્વ અશ્વ મનુષ્ય છે

આ અનુમાન દૂષિત છે એ સ્પષ્ટ છે એમા હેતુપદ એક પગ સ્થળે સર્વદેશી હોવુ જોઈએ એ નિયમનો ભંગ થાય છે આવા હેત્વાભાસને એટલે અનુમાનના દોષને '**હેતુપદનો અનવચ્છેદ એટલે હેતુપદનું કોઈ પણ વાક્યમા સર્વદેશી ન હોવું તે કહે છે'.***

**સાધ્યપદ ને પક્ષપદનો અનવચ્છેદ**—(૨) જે પદ નિગમનવાક્યમા સર્વદેશી હોય તે આધારવાક્યમા સર્વદેશી હોવુજ જોઈએ

આપણે આધાર વાક્યમા અમુક પદ એકદેશી વાપર્યું હોય તો નિગમનવાક્યમા તેજ પદને સર્વદેશી કરવુ યુક્ત નથી એ સ્પષ્ટ છે

* (અનડિસ્ટ્રિબ્યુટેડ મિડલ) કહે છે

સર્વ ગુલાબ ફૂલ છે,
કોઈ પણ મોગરો ગુલાબ નથી,
∴ કોઈ પણ મોગરો ફૂલ નથી.

આમાં 'ફૂલ' નિગમનવાક્યમાં સર્વદેશી છે અને હેતુવાક્યમાં એકદેશી છે. આ હેત્વાભાસમાં સાધ્યપદનો અવચ્છેદ (બંને સ્થળે વ્યાપકતા) ન હોવાથી એને **સાધ્યપદનો અનવચ્છેદ** કહી શકાય*.

બધા ઠગો શિક્ષાપાત્ર છે,
કેટલાક હિંદુઓ ઠગ છે,
∴ સર્વ હિંદુઓ શિક્ષાપાત્ર છે.

આમા પક્ષપદ હિંદુ નિગમનવાક્યમાં સર્વદેશી અને હેતુવાક્યમાં એકદેશી છે. આને **પક્ષપદનો અનવચ્છેદ** કહી શકાય†.

**બે નિષેધવાક્યો**—(૩) બે નિષેધવાક્યો કંઈ સિદ્ધ કરી શકતાં નથી.

વ્યાપ્તિવાક્ય અને હેતુવાક્ય બંને નિષેધવાક્યો હોય તો નિગમનવાક્ય થઈ શકે નહિ. બંને આધારવાક્યો નિષેધવાચક હોવાથી હેતુપદનો પક્ષપદ કે સાધ્યપદ સાથે કંઈ પણ સંબંધ દર્શાવતા નથી, તો પક્ષપદ અને સાધ્યપદ વચ્ચે સંબંધદર્શક નિગમનવાક્ય કેમ હોઈ શકે?

વર્તુલથી આ નીચે પ્રમાણે દર્શાવી શકાય.

---

* અંગ્રેજીમાં એને 'ઇલિસિટ પ્રેમિસ ઑવ્ ધ મેજૉર ટર્મ' એટલે સાધ્યપદની અન્યાય્ય રીતિ કહે છે.

† અંગ્રેજીમાં એને 'ઇલિસિટ પ્રેમિસ ઑવ્ ધ માઇનૉર ટર્મ' એટલે પક્ષપદની અન્યાય્ય રીતિ કહે છે.







એક प, म નથી

એક स, म નથી,

આ બે द વાક્યો ઉપરથી એક નિગમનવાક્ય પર અવાશે નહિ ઉપરની પાચ આકૃતિઓ ઉપરથી જણાશે કે स અને प દરેક વર્તુલો પાચ રીતે હોઈ શકે અને એ પાચે રીતોમા એક प કે એક स म નથી આની સ્થિતિમા प અને स વચ્ચે સબધાત્મક નિગમનવાક્ય પર આવી

કેટલાંક બોર મીઠાં નથી,
∴ કેટલાંક ફળ મીઠાં નથી.

આ પ્રમાણે એક આધારવાક્ય નિષેધવાચક હોય તો નિગમનવાક્ય નિષેધવાચકજ હોવું જોઈએ.

બધા હબસી કાળા છે,
એકે અંગ્રેજ કાળો નથી,
∴ એકે અંગ્રેજ હબસી નથી.

આકૃતિથી આ નીચે પ્રમાણે દર્શાવાય—







**નિષેધવાચક નિગમનવાક્ય**—(૫) જો નિગમનવાક્ય નિષેધવાચક હોય તો ગમે તે એક આધારવાક્ય નિષેધવાચકજ હોવુ જોઈએ.

ઉપલા નિયમથી આ સ્પષ્ટ છે. આપણે પક્ષપદ અને સાધ્યપદ વચ્ચેના સંબંધનો નિષેધ કરીએ તો પૂર્વે એ બેમાંથી એક પદ અને હેતુપદના સંબંધનો નિષેધ કર્યો હોવોજ જોઈએ.

(૬) બે એકદેશી વાક્યો કંઈ સિદ્ધ કરી શકતા નથી.

એવાં બે વાક્યો બંને નિષેધવાચક (ઓ) તો હોયજ નહિ (નિયમ ૩ પ્રમાણે); તેમજ તે બંને વિધિવાચક (આઇ) પણ હોય નહિ; કેમકે તેમાં હેતુપદ અનવચ્છિન્ન (એકદેશી) રહેશે અને ૧ નિયમ પ્રમાણે એ દોષ છે. ત્યારે માત્ર એકજ સ્થિતિ રહે છે. તે એ કે એક વાક્ય વિધિ (આઇ) અને બીજું નિષેધ (ઓ) હોય. નિગમનવાક્ય નિષેધવાચક થઈ શકે નહિ; કેમકે તેમાં સાધ્ય સર્વદેશી થાય, પણ એક આધારવાક્યમાં તે સર્વદેશી હોવુ જોઈએ તે નથી. આથી ૨ નિયમનો ભંગ થાય છે.

નિગમનવાક્ય વિધિવાક્ય પણ હોઈ શકે નહિ; કેમકે તેમ થાય તો ૪ નિયમનો ભગ થાય છે.

કેટલાક પુરુષો હોંશિયાર છે,
કેટલીક સ્ત્રીઓ હોંશિયાર છે—કે—
કેટલીક સ્ત્રીઓ હોંશિયાર નથી.

આવાં આધારવાક્યો ઉપરથી કઈ સિદ્ધ થઈ શકશે નહિ.

(૭) **એક આધારવાક્ય એકદેશી**—જો એક આધારવાક્ય એકદેશી હોય તો નિગમનવાક્ય પણ એકદેશી હોવું જોઈએ.

આધારવાક્યોમાં બંને વિધિવાક્ય હોય કે એક વિધિવાક્ય અને બીજુ નિષેધવાક્ય હોય; કેમકે નિયમ ૩ પ્રમાણે બંને નિષેધવાક્ય હોઈ શકે નહિ.

હવે બંને વિધિવાક્ય હોય તો, તેઓ **ए** અને **आइ** હોવાં જોઈએ; કેમકે ૬ નિયમ પ્રમાણે બંને **आइ** હોઈ શકે નહિ. આ વાક્યોમાં એકજ પદ સર્વદેશી છે અને ૧ નિયમ પ્રમાણે હેતુપદ સર્વદેશી હોવુંજ જોઈએ તેથી નિગમનવાક્યમાં એક પદ સર્વદેશી થશે નહિ (૨ નિયમ પ્રમાણે). આ પ્રમાણે નિગમનવાક્ય **आइ**જ થવું જોઈએ.

આધારવાક્યોમા એક વિધિ અને બીજું નિષેધવાક્ય હોય તો તેઓ **ओ** અને **ए** કે **आइ** અને **ई** હોવાં જોઈએ; કેમકે ૬ નિયમ પ્રમાણે **आइ** અને **ओ** હોઈ શકે નહિ બંને સ્થિતિમાં આધારવાક્યોમાં બે પદ સર્વદેશી થશે અને તેમાનુ એક (૧ નિયમ પ્રમાણે) હેતુપદ હોવુંજ જોઈએ, તેથી નિગમનવાક્યમાં એકજ પદ સર્વદેશી થશે (૨ નિયમ પ્રમાણે). પણ નિગમનવાક્ય નિષેધવાચકજ હોવું જોઈએ (૪ નિયમ પ્રમાણે), તેટલા માટે તે **ओ**જ હોવુ જોઈએ.

જો બેમાંથી એક આધારવાક્ય એકદેશને ઉદ્દેશીનેજ કંઈક વિધાન કે નિષેધ કરે તો નિગમનવાક્યમાં સર્વદેશને ઉદ્દેશીને વિધાન કે નિષેધ કરવો એ અશક્ય છે.

# પ્રકરણ ૧૫ મું.

## પાશ્ચાત્ય હેત્વાભાસ.

**આકૃતિક ને આર્થિક હેત્વાભાસ**—પાશ્ચાત્ય નૈયાયિકો સામાન્ય રીતે હેત્વાભાસના બે વિભાગ કરે છે–૧ આકૃતિક અને ૨ આર્થિક. વાસ્તવિક રીતે આર્થિક હેત્વાભાસને ન્યાયશાસ્ત્ર સાથે નહિ, પણ બીજાં શાસ્ત્રો સાથે સંબંધ છે. કેટલાક હેત્વાભાસો અંશે આકૃતિક અને અંશે આર્થિક હોય છે.

**આકૃતિક હેત્વાભાસના વિભાગ**—આકૃતિક હેત્વાભાસના એટલે વાક્યના સ્વરૂપ ઉપરથી થયલા હેત્વાભાસના ૪ વિભાગ છે—૧ હેતુપદનો અનવચ્છેદ, ૨ પક્ષપદ કે સાધ્યપદનો અનવચ્છેદ, ૩ નિષેધવાચક આધારવાક્યો કે એક નિષેધવાચક આધારવાક્ય હોય ને નિગમનવાક્ય વિધિવાચક હોય તે, ૪ ચાર પદનો દોષ.

**ચાર પદનો દોષ**—ઉપલા ત્રણ દોષોનું વિવેચન ન્યાયના નિયમોમાં આવી ગયું છે. ચોથો દોષ સ્પષ્ટ છે. ચાર પદ હોય તો કંઈ સિદ્ધ થઈ શકે નહિ. બે પદનો સંબંધ એક સમાન પદ સાથે હોય તોજ પરસ્પર સંબંધ હોઈ શકે.

સિંહમાત્ર માંસાહારી પ્રાણી છે,
તે રાજા સિંહ છે,
∴ તે રાજા માંસાહારી પ્રાણી છે.

આમાં 'સિંહ' પદ દ્વ્યર્થક છે, વ્યાપ્તિવાક્યમાં 'સિંહ' પદ વાચ્યાર્થમાં છે અને હેતુવાક્યમાં લક્ષ્યાર્થમાં છે. આમ આધારવાક્યોમાં ત્રણ પદ નથી, પણ ચાર પદ છે. આ ચાર પદનો દોષ છે.

બીજો દાખલો નીચે પ્રમાણે છે:–

જે બધા સદાચારી છે તે માન્ય છે,
તે સદાચારી થઈ શકે છે,
∴ તે માન્ય છે.

આમાં 'સદાચારી છે' ને 'સદાચારી થઈ શકે છે' એ બે જુદાં પદ છે. આ પ્રમાણે હેતુપદ અનેક રીતે નદિગ્ધ હોવાથી આવા દોષ થાય છે, તેથી કેટલાક નૈયાયિકો એને સંદિગ્ધ હેતુપદનો દોષ પણ કહે છે

**સંયોગીકરણનો *હેત્વાભાસ**—હેતુપદ એક સ્થળે સમુદાયવાચક અને અન્ય સ્થળે વ્યક્તિવાચક હોય તોપણ આવોજ દોષ થાય છે.

ત્રિકોણના સર્વ ખુણા બે કાટખુણાથી ઓછા છે,
**अ**, **ब**, અને **क** ત્રિકોણના સર્વ ખુણા છે,
**अ**, **ब**, અને **क** એ બે કાટખુણાથી ઓછા છે.

આમાં 'સર્વ' પદ વ્યાપ્તિવાક્યમાં વ્યક્તિવાચક, 'છૂટા', 'દરેક'ના અર્થમાં અને હેતુવાક્યમાં સમુદાયવાચક, 'ભેગા'ના અર્થમાં છે. વળી

**अ** આ દોરડું તોડી શકશે નહિ,
**ब** આ દોરડું તોડી શકશે નહિ,
∴ **अ** અને **ब** આ દોરડું તોડી શકશે નહિ.

અહિં આધારવાક્યોમાં **अ** અને **ब** વ્યક્તિવાચક અને નિગમનવાક્યમાં સમુદાયવાચક છે

**अ**, **ब**, અને **क** મારે જોઈતા સર્વ પદાર્થો છે,
હું **अ** પદાર્થ, **ब** પદાર્થ, અને **क** પદાર્થ ખરીદ કરી શકું છું,
હું મારે જોઈતા સર્વ પદાર્થો ખરીદ કરી શકું છું.

અહિં વ્યાપ્તિવાક્યમાં **अ**, **ब**, અને **क** સમુદાયવાચક અને હેતુવાક્યમાં વ્યક્તિવાચક છે માટે **अ**, **ब**, ને **क** ત્રણે જોઈએ છીએ ને તેમાંથી એકજ ખરીદવાની શક્તિ છે, તો ત્રણે ખરીદ કરી શકાશે નહિ એ ખુલ્લું છે.

* આવા હેત્વાભાસને અંગ્રેજીમાં 'ફૅલસિ ઑવ્ કૉમ્પોઝિશન' કહે છે.

૬ અને ૭ બેકી અને એકી છે,

૧૩, ૬ અને ૭ છે,

∴ ૧૩ બેકી અને એકી છે.

એમાં ૬ અને ૭ વ્યાપ્તિવાક્યમાં વ્યક્તિવાચક અને હેતુવાક્યમાં સમુદાયવાચક છે.

એમાં અમુક સત્ય વ્યક્તિને લાગુ પડે છે તો તે સમુદાયને પણ લાગુ પડવું જોઇએ એવી રીતે અનુમાન કરવામાં આવે છે, માટે તે દૂષિત થાય છે.

**પૃથક્કરણનો હેત્વાભાસ**—એથી ઉલટો હેત્વાભાસ *અપૃથક્કરણનો હેત્વાભાસ કહેવાય છે.

ત્રિકોણના સર્વ ખુણા બે કાટખુણાની બરાબર છે,

**अ**, **ब**, અને **क** ત્રિકોણના સર્વ ખુણા છે,

∴**अ**, **ब**, અને **क** બે કાટખુણાની બરાબર છે.

અહિં વ્યાપ્તિવાક્યમા 'સર્વ' સમુદાયવાચક અને હેતુવાક્યમાં વ્યક્તિવાચક છે.

રૉયલ એશિઆટિક સોસાઇટિના સભાસદોએ પ્રાકૃતિક શાસ્ત્રોમાં બહુ સંશોધન કર્યુ છે,

**अ**, **ब**, અને **क** રૉયલ એશિઆટિક સોસાઇટિના સભાસદ છે,

∴**अ**, **ब**, અને **क**એ પ્રાકૃતિક શાસ્ત્રોમા બહુ સંશોધન કર્યું છે.

આમાં 'રૉયલ એશિઆટિક સોસાઇટિના સભાસદો' એ હેતુપદ વ્યાપ્તિવાક્યમાં સમુદાયવાચક અને હેતુવાક્યમાં વ્યક્તિવાચક છે.

અંગ્રેજી લશ્કર બળવાન્ છે,

**अ** અંગ્રેજી લશ્કરમાં છે,

∴ **अ** બળવાન્ છે.

---

*(ફૅલસિ ઑવ-ડિવિઝન).

અહિં 'અંગ્રેજી લશ્કર' એ હેતુપદ વ્યાપ્તિવાક્યમાં સમુદાયવાચક અને હેતુવાક્યમાં વ્યક્તિવાચક છે.

આ હેત્વાભાસો આકૃતિક કે અંશે આકૃતિક છે. નીચેના આર્થિક છે.

**આર્થિક હેત્વાભાસો**-૧. ચક્રક—ગ્રન્થમાં કે ભાષણમાં જ્યારે લાંબી અનુમાનશ્રેણી હોય છે ને તેમાં એક અનુમિતિનું નિગમનવાક્ય બીજીના આધારવાક્યને સિદ્ધ કરવા વાપર્યું હોય ત્યારે એક એવા પ્રકારનો હેત્વાભાસ થાય છે કે તે જલદી પકડી શકાતો નથી. તેનું સ્વરૂપ નીચે જેવું હોય છેઃ—

અનુમિતિ ૧ व अ છે, અનુમિતિ ૨ क अ છે,
क व છે, व क છે,
∴क अ છે. ∴व अ છે.

આ ઉપરથી જણાશે કે પહેલી અનુમિતિનું નિગમનવાક્ય બીજીનું આધારવાક્ય છે અને બીજીનું નિગમનવાક્ય પહેલીનું આધારવાક્ય છે. વાદીને પૂછીએ કે શા માટે व अ છે, ત્યારે કહે છે કે કેમકે क अ છે; અને એમ પૂછીએ કે क अ શા માટે છે, ત્યારે કહે છે કે કેમકે व अ છે. આને અંગ્રેજીમાં 'આર્ગ્યુમેન્ટ ઇન્ એ સર્કલ' (વર્તુલાકારમાં વાદ) કહે છે. આ સંસ્કૃત ચક્રક દોષને મળતો છે. કોઈ ગ્રન્થ કે ભાષણમાં કોઈક મતનું ખંડન કરવાનો ગ્રન્થકાર કે ભાષણકર્તાનો વિચાર હોય અને તેના મનમાં અમુક વિચાર ઘૂમતો હોય, તો તેને તે સિદ્ધ થયા જેવો ગણી લે છે, તેને આધારે તે બીજા સિદ્ધાન્તો સિદ્ધ કરે છે ને તેથી સામાનો મત નિરાકરણ કરવામાં ફત્તેહ પામે છે. તેણે જે સિદ્ધવત્ માની લીધું હોય છે ને જેને આધારે પ્રતિપક્ષીના મતનું ખંડન કરે છે તે તેણે સિદ્ધ કર્યું નથી. કેટલીક વખત તે જાતે પણ છેતરાય છે ને સિદ્ધ થયા જેવું સમજે છે; પરંતુ એનું કારણ પૂછીએ તો જે છેવટના નિગમન પર આવે છે તે છે. આ પ્રમાણે વર્તુલાકારમાં વાદ કરે છે. આવે સ્થળે હેત્વાભાસ પકડી કાઢવા માટે જેમ બને તેમ વાદનું વર્તુલ નાનું કરી તપાસવું. વચલાં પગથીઆં કાઢી નાખી તેણે નિગમનવાક્યને સિદ્ધવત્ માની લીધું છે તે શોધ

કાઢી બતાવી આપવું. શોધ કરતાં એના વાદનું સ્વરૂપ ઉપર આપેલા દૃષ્ટાન્ત જેવું માલમ પડશે.

આ *ચક્રક હેત્વાભાસ નિગમનવાક્યને સિદ્ધવત્ માની લેવાનો એક પ્રકારનો દોષ છે. બીજા કેટલાક પ્રકારો નીચે પ્રમાણે થઈ શકે છે:—

(૧) જ્યારે નિગમનવાક્ય તેજ અનુમિતિનું એક આધારવાક્ય હોય,

(૨) જ્યારે નિગમનવાક્ય તેજ અનુમિતિના એક આધારવાક્યનું સ-માનાર્થક હોય,

(૩) જ્યારે એક આધારવાક્ય નિગમનવાક્યના જેવુંજ કે વધારે અસિદ્ધ હોય.

(૩) માં ખોટું આધારવાક્ય લેવાના દાખલા છે અને (૧) અને (૨) ન્યાયનિયમોનો ભંગ થવાથી ઉત્પન્ન થાય છે; કેમકે બે આધારવાક્યો પરથી નિગમનવાક્ય પર આવવાને બદલે આપણે એક આધારવાક્યનેજ નિગમનવાક્ય બનાવીએ છીએ.

(૧) એક સ્ત્રી કહે છે, 'મનુષ્ય તે મનુષ્ય છે', શા માટે એમ પ્રશ્ન પૂછવાથી તે ઉત્તર આપે છે કે 'કેમકે તે મનુષ્ય છે'.

(૨) 'હવા સુકી છે', શા માટે? 'કેમકે વાતાવરણ શુષ્ક છે.'

(૨) 'અગ્નિ ગરમ છે, કેમકે તે બાળે છે'.
શા માટે અગ્નિ બાળે છે? કારણ કે 'તે ગરમ છે'.

(૩) ભૂતોમાં પીડાકારક વૃત્તિ હોય છે, કારણ કે તેઓ આપણા શત્રુનાં સૂક્ષ્મ શરીર છે.

આ બધા ઉપર વર્ણવેલા ચક્રક દોષના દૃષ્ટાન્તો છે.

૨. **અર્થાન્તર**—પ્રતિપક્ષીનો પરાજય કરવા સારૂ તે સિદ્ધ કરવા ઇચ્છતો હોય તેથી ઉલટું સિદ્ધ કરવાને બદલે કંઇક જુદુંજ સિદ્ધ કરે તો તે હેત્વાભાસને અર્થાન્તર કહે છે †

---

* અંગ્રેજીમાં નિગમનવાક્યને સિદ્ધવત્ માની લેવાના દોષને 'પિટિશિઓ પ્રિન્સિપાઇ' કે 'પિટિશિઓ કવીસિટિ' ('બેગિંગ ધ કવેશ્ચન') કહે છે.

† 'ઇગ્નોરેશિઓ ઇલેન્ચિ'=પ્રતિપક્ષીના પરાજય સારૂ જે અનુમાન જોઈએ તેનું અજ્ઞાન કહે છે.

એનો મળ અર્થ ઉપર બતાવ્યો તે છે; પરંતુ તેનો અર્થ વિસ્તૃત થઈ તેમાં નીચે દર્શાવેલાનો પણ સમાવેશ થાય છે. વાદીનો જે ઉદ્દેશ હોય તે ઉદ્દેશની સાથે એનું અનુમાન અસંબદ્ધ હોય તોપણ એજ હેત્વાભાસ થાય છે. દાખલા તરીકે, 'અમુક કૃત્ય તમારા ફાયદા માટે છે' એમ કોઈની ખાતરી કરવી હોય ને આપણે એવું કહીએ કે 'એ કૃત્ય સર્વના ફાયદાને માટે છે' કે એથી ઉલટું 'અમુક કૃત્ય સર્વના હિતને માટે છે' એમ સિદ્ધ કરવા 'તે અમુક વ્યક્તિના હિતને માટે છે' એમ અનુમાન કરીએ તો એજ હેત્વાભાસ થાય છે. અમુક બાબત સત્ય છે કે નહિ તે સિદ્ધ કરવું હોય તો તેમ કરવાને બદલે 'એ નવીન છે', 'એ નવીન પુરુષ તરફથી આવે છે', 'એના પરિણામ સારા થવાનો સંભવ નથી', 'અગાઉ એ જાણવામાં ન

પ્રકારનો આર્થિક હેત્વાભાસ છે. એ સોપાધિક* કહેવાય છે.

બોર ખાવામાં સારાં છે,
એ બોર છે,
∴ એ ખાવામાં સારૂં છે.

પણ એ બોર કાચું હોય તેથી ખાવામાં સારૂં ન હોય.

એથી ઉલટું એમ અનુમાન કરીએ કે

એ ખાવામાં સારૂં નથી,
એ બોર છે,
∴ બોર ખાવામાં સારાં નથી.

તો એ હેત્વાભાસ ઉપલાથી ઉલટો થાય છે.

અમુક સ્થળે ફરવા જવું એ સુખકારક હોય, પણ વરસાદમાં કે પવનના તોફાનમાં તેમ કરવું તેવું ન હોય. સ્પષ્ટ બોલવું, કરકસર કરવી, કે ઉદારતા દર્શાવવી એ બધા સદ્‌ગુણો છે; પરંતુ દરેક પ્રસંગે તેમ કરવું એ સદ્‌ગુણ છે એમ કહી શકાય નહિ. અજીર્ણ થાતું કે શ્રમ ન કરવો એ રોગિષ્ઠ સ્થિતિમાં જરૂરનું હોય, માટે નીરોગ થયા પછી પણ તેમ કરવું એ તેવું કહેવાય નહિ

૪. **નિરર્થક—ખોટું કારણ**—એ હેત્વાભાસ પણ આર્થિક છે. એક બનાવની પછી બીજો બને ત્યારે આગલો બનાવ પાછલાનું કારણ માનવું, એક બાબત બીજીની પછી આવે ને બે વચ્ચે કાર્યકારણભાવ સંબંધ ન હોય છતાં તે માનવો એ એક પ્રકારનો હેત્વાભાસ છે. અહિં પ્રતિજ્ઞાત અર્થ સાથે સંબંધ નહિ એવી વાત કહેવાય છે. માટે નિગ્રહસ્થાન—વાદીનું પરાજય-સ્થાન—નિરર્થક કહેવાય છે.

રાત્રી દિવસથી ઉત્પન્ન થાય છે; કેમકે તે હમેશ દિવસ પછી આવે છે.

૫. **અપ્રાપ્તકાલ**—એક પ્રશ્નમાં ઘણા પ્રશ્નનો સમાવેશ કરવો એ પણ આર્થિક હેત્વાભાસ છે. વકીલ કોઈને પૂછે કે, 'કેટલા દિવસ થયાં

* અંગ્રેજીમાં એને 'ફૅલસી ઑવ્ ઍક્સિડન્ટ' (ઉપાધિનો દોષ) કહે છે.

કહેવાય. પણ જો બંને વ્યાપ્તિ હોય તો અનુમાન તેમજ હેતુ **અન્વયવ્યતિરેકી** કહેવાય. 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એ અન્વયવ્યતિરેકીનો દાખલો છે; કેમકે એમાં બંને વ્યાપ્તિ છે. 'જે જે ધૂમવાન્ છે તે તે વહ્નિમાન્ છે, જેમકે રસોડું' એ અન્વયવ્યાપ્તિ છે, અને 'જે જે વહ્નિમાન્ નથી તે તે ધૂમવાન્ નથી, જેમકે તળાવ' એ વ્યતિરેકવ્યાપ્તિ છે. આવા પ્રકારનું અનુમાન અન્વયવ્યતિરેકી કહેવાય છે, તેમજ 'ધૂમવત્ત્વ' એ હેતુને બંને વ્યાપ્તિ હોવાથી એ હેતુ પણ અન્વયવ્યતિરેકી કહેવાય છે. એ અનુમાનમાં 'પર્વત' પક્ષ છે, 'રસોડું' સપક્ષ છે, અને 'તળાવ' વિપક્ષ છે. જેમાં સાધ્ય સંદિગ્ધ હોય તે **પક્ષ**, નિશ્ચિત હોય તે **સપક્ષ**, અને જેમાં સાધ્યનો અભાવ નિશ્ચિત હોય તે **વિપક્ષ** કહેવાય છે. 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એ અનુમાનમાં 'વહ્નિમત્ત્વ' સાધ્ય છે. પર્વતને વિષે તે સંદિગ્ધ છે (જો પર્વત પર વહ્નિ છે એવી ખાતરી હોય તો અનુમાન થાય નહિ), માટે 'પર્વત' એ પક્ષ છે. રસોડામાં વહ્નિમત્ત્વ નિશ્ચિત છે અને તળાવમાં વહ્નિમત્ત્વનો અભાવ નિશ્ચિત છે—રસોડામાં વહ્નિ છે, એ આપણે પ્રત્યક્ષપ્રમાણથી નક્કી કર્યું છે; તેમજ તળાવમા વહ્નિનો અભાવ છે, વહ્નિ નથી એ પણ નક્કી છે—માટે 'રસોડુ' એ સપક્ષ અને 'તળાવ' એ વિપક્ષ કહેવાય છે. આ ઉપરથી જણાશે કે અન્વયવ્યાપ્તિનું ઉદાહરણ તે સપક્ષ અને વ્યતિરેકવ્યાપ્તિનું ઉદાહરણ તે વિપક્ષ. જેને માત્ર અન્વયવ્યાપ્તિ હોય તે લિંગ કેવલાન્વયી કહેવાય છે. 'ઘટ [1]અભિધેય છે, [2]પ્રમેય છે તેથી' એમાં 'પ્રમેયત્વ' લિંગ કેવલાન્વયી છે. 'જે જે પ્રમેય છે તે તે અભિધેય છે, જેમકે પટ', એ હેતુ અને સાધ્ય વચ્ચે અન્વયવ્યાપ્તિ છે; પરંતુ 'જે જે અભિધેય નથી તે તે પ્રમેય નથી' એવી સાધ્યાભાવ અને હેત્વભાવ વચ્ચે વ્યતિરેકવ્યાપ્તિ થઈ શકતી નથી; કેમકે સર્વ વસ્તુ અભિધેય તેમજ પ્રમેય હોવાથી સાધ્યાભાવ અપ્રસિદ્ધ છે. જેને માત્ર વ્યતિરેકવ્યાપ્તિ છે તે લિંગ કે-

---

૧ શબ્દ વડે કહી શકાય એવું, વાચ્ય. ૨ જ્ઞાન થઈ શકે એવું, જ્ઞેય.

વલવ્યતિરેકી છે. 'જીવતું શરીર આત્માવાળું છે, પ્રાણાદિવાળું છે તેથી', એ અનુમાનમાં 'જે જે આત્માવાળું નથી તે તે પ્રાણાદિવાળું નથી, જેમકે ઘડો વગેરે' એમ વ્યતિરેકવ્યાપ્તિ છે; પરંતુ 'જે જે પ્રાણાદિવાળું છે તે તે આત્માવાળું છે' એમ અન્વયવ્યાપ્તિ થઈ શકતી નથી; કેમકે એમાં 'સર્વ જીવતાં શરીર' પક્ષ હોવાથી ઉદાહરણ મળી શકતું નથી. હેતુ અને સાધ્ય જીવતા શરીરમાંજ છે, અન્યત્ર નથી. વળી 'પૃથિવી ઇતર પદાર્થોથી ભિન્ન છે, ગન્ધવાળી છે તેથી', એ પણ કેવલવ્યતિરેકી અનુમાન છે; કેમકે એમાં 'જે ઇતર પદાર્થોથી ભિન્ન નથી તે ગન્ધવાળું નથી, જેમકે જળ વગેરે', એમ વ્યતિરેકવ્યાપ્તિ છે, પણ 'જે ગન્ધવાળું છે તે ઇતર પદાર્થથી ભિન્ન છે' એમ અન્વયવ્યાપ્તિ નથી; કેમકે પૃથિવીમાત્ર પક્ષ હોવાથી દૃષ્ટાન્ત નથી. ઉપલા દાખલાઓ ઉપરથી સમજાશે કે કેવલાન્વયી અનુમાનમાં વિપક્ષ ન હોવાથી વ્યતિરેકવ્યાપ્તિ નથી અને કેવલવ્યતિરેકી અનુમાનમાં સપક્ષ ન હોવાથી અન્વયવ્યાપ્તિ નથી. અન્વયવ્યતિરેકી અનુમાનમાં સપક્ષ અને

હેતુમાં વિપક્ષ ન હોવાથી તેમજ કેવલવ્યતિરેકી હેતુમાં સપક્ષ ન હોવાથી એજ સ્વરૂપ માલમ પડશે. આ ત્રણ સ્વરૂપ ઉપરાંત કેટલાક નૈયાયિકો અબાધિતવિષયત્વ અને અસત્પ્રતિપક્ષત્વ એવાં બીજાં બે સ્વરૂપો પણ આવશ્યક ગણે છે. અબાધિતવિષયત્વ એટલે જેમાં વિષય એટલે સાધ્ય બાધિત થયો નથી એવું સ્વરૂપ; અર્થાત્, જેમાં અન્ય પ્રમાણથી સાધ્યના અભાવનું યથાર્થજ્ઞાન થયું નથી એવું સ્વરૂપ. 'વહ્નિ અનુષ્ણ છે, પદાર્થ છે તેથી, જળની પેઠે', એમાં 'પદાર્થત્વ' હેતુ બાધિત છે; કેમકે વહ્નિ ઉષ્ણ છે એવું પ્રત્યક્ષજ્ઞાન થાય છે. સાધ્યના અભાવનુ અન્ય પ્રમાણથી યથાર્થજ્ઞાન થાય છે, માટે હેતુમાં અબાધિતવિષયત્વ નથી. 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એ શુદ્ધ અનુમાનમા વહ્નિમત્ત્વ જે સાધ્ય છે તેનો અભાવ પ્રત્યક્ષ કે અન્ય પ્રમાણથી *પ્રમિત થયો નથી, માટે હેતુમાં અબાધિતવિષયત્વ સ્વરૂપ છે. અસત્પ્રતિપક્ષત્વ એ પાંચમુ સ્વરૂપ છે. જે સિદ્ધ કરવાનુ હોય તેનો અભાવ સાધનાર હેતુ પ્રતિપક્ષ કહેવાય છે. એવા પ્રતિપક્ષ હેતુને ન હોવા જોઈએ 'પર્વત વહ્નિવાળો છે, ધૂમવાળો છે તેથી, મહાનસની પેઠે. પર્વત વહ્નિના અભાવવાળો છે, પાષાણમય છે તેથી, +કુડ્યની પેઠે' આમા ધૂમવત્ત્વ હેતુનો પાષાણમયત્વ હેતુ પ્રતિપક્ષ છે, માટે હેતુનુ સ્વરૂપ અસત્પ્રતિપક્ષત્વ (અ=નથી, સત્=વિદ્યમાન અને પ્રતિપક્ષ=સાધ્યનો અભાવ સિદ્ધ કરનાર હેતુ, જેમા પ્રતિપક્ષ વિદ્યમાન નથી એવુ)—નથી 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એ શુદ્ધ અનુમાનમા હેતુ ધૂમવત્ત્વને પ્રતિપક્ષ ન હોવાથી તેમા અસત્પ્રતિપક્ષત્વ છે. આ પ્રમાણે દરેક સદ્હેતુ—શુદ્ધ હેતુ અન્વયવ્યતિરેકી હોય તો તેમા પાંચ સ્વરૂપ—પક્ષધર્મત્વ, સપક્ષસત્ત્વ, વિપક્ષવ્યાવૃત્તિ, અબાધિતવિષયત્વ, અને અસત્પ્રતિપક્ષત્વ—હોવાં જોઈએ. કેવલાન્વયી હેતુમા વિપક્ષ અપ્રસિદ્ધ હોવાથી વિપક્ષવ્યાવૃત્તિ નથી અને કેવલવ્યતિરેકી હેતુમાં સપક્ષ ન હોવાથી સપક્ષસત્ત્વ નથી.

* અન્યજ્ઞાનથી જણાયેલો + દિવાલ.

**હેત્વાભાસ શબ્દનો અર્થ**—અશુદ્ધ હેતુને હેત્વાભાસ કહે છે. 'હેત્વાભાસ' શબ્દના બે અર્થ છે; (૧) હેતુનો આભાસ, હેતુની પેઠે જે દેખાય, અર્થાત્, જે શુદ્ધ હેતુ નથી, પણ શુદ્ધ હેતુ જેવો ભાસમાન થાય છે તે, અશુદ્ધ હેતુ, અસત્ હેતુ; (૨) બીજો અર્થ હેતુને વિષે આભાસ, અર્થાત્ હેતુદોષ થાય છે. આ પ્રમાણે દુષ્ટ હેતુ અને હેતુદોષ એવા બે અર્થ 'હેત્વાભાસ'ના થાય છે. 'હેતુદોષ' એવો અર્થ લઈને નૈયાયિકોએ હેત્વાભાસના વિભાગ પાડયા છે, 'દુષ્ટ હેતુ' એવો અર્થ લઈને પાડયા નથી; કેમકે જો દુષ્ટ હેતુ એવો અર્થ લઈને વિભાગ પાડે તો જે હેતુમાં અનેક દોષ હોય, તેને કયા વિભાગમા નખાય ? 'વાયુ ગન્ધવાળો છે, સ્નેહથી' એમાં સ્નેહ હેતુમા પાંચે હેત્વાભાસો આવે છે, તેમજ 'ઘટ પટ છે, કુત્વ છે તેથી' એમા કુત્વત્વ હેતુમા પણ પાંચે હેત્વાભાસો છે. 'તળાવ વહ્નિમાન્ છે, ધૂમથી' એમા ત્રણ હેત્વાભાસ છે, તેમજ 'પર્વત ધૂમવાન્ છે, વહ્નિથી' એમા બે હેત્વાભાસ છે. આવે સ્થળે દુષ્ટ હેતુ ગણી હેત્વાભાસના વિભાગ કર્યા હોય તો આવા હેતુઓને કયા વિભાગમાં નાખવા ? આમાના ગમે તે એકમા તો મુકાયજ નહિ, તેમજ એવાનો જુદો વિભાગ પણ થાય નહિ. આ કારણથી નૈયાયિકોએ હેત્વાભાસનો હેતુનો દોષ એવો

પર્વત છે'—જે ધુમાડાને વહ્નિ સાથે વ્યાપ્તિ છે તે ધૂમાડાવાળો આ પર્વત છે એવો પરામર્શ થાય ત્યારેજ અનુમિતિ થાય. અનુમિતિરૂપ જ્ઞાનમાં પરામર્શ વ્યાપાર છે. વ્યાપાર એટલે જે કરણથી જન્ય હોઈ કરણજન્ય-નો જનક છે. પરામર્શ વ્યાપ્તિજ્ઞાન કે અનુમાનથી જન્ય છે અને વ્યાપ્તિ-જ્ઞાનથી જન્ય જે અનુમિતિ તેનો જનક છે. આ કારણથી પરામર્શ એ અનુમિતિજ્ઞાનમાં વ્યાપાર છે. વ્યાપાર એ કરણ અને જ્ઞાનનું વચલુ પગ-થીઉં છે. વ્યાપ્તિજ્ઞાનથી પરામર્શ થાય છે અને પરામર્શથી અનુમિતિ થાય છે; માટે પરામર્શ એ વ્યાપાર છે, અને એવું વ્યાપારવાળું જે કારણ, વ્યા-પ્તિજ્ઞાન, તે કરણ છે. નૈયાયિકો વ્યાપારવાળા કારણનેજ કરણ કહે છે. હવે હેત્વાભાસનો અર્થ સમજાશે. અનુમિતિ કે તેનું કરણ વ્યાપ્તિજ્ઞાન એ બે-માંથી ગમે તે એકનો પ્રતિબન્ધ કરનાર જે યથાર્થજ્ઞાન, તે વિષેનો ધર્મ તે હેત્વાભાસ; જેમકે 'તળાવ વહ્નિમાન્ છે, ધૂમથી' એમાં તળાવમાં ધૂમ નથી એવું યથાર્થજ્ઞાન અનુમિતિનું પ્રતિબન્ધક થાય છે તેથી એ જ્ઞાનનો વિષય જે ધૂમ તેનો ધર્મ ધૂમત્વ હેત્વાભાસ છે. આ જ્ઞાન યથાર્થજ્ઞાન હોવું જોઈએ, ભ્રમ હોય તો ચાલે નહિ.' પર્વત વહ્નિમાન્ છે, ધૂમવત્ત્વથી' એ અનુમાનમા વહ્નિનો અભાવ પ્રત્યક્ષ છે, તેથી હેતુ બાધિત છે એમ જો કોઈ કહે તો એ અભાવજ્ઞાન ભ્રમ હશે તો હેતુ દૂષિત થઈ હેત્વાભાસ થશે નહિ.

**હેત્વાભાસની ભિન્ન સંખ્યા**—નૈયાયિકો હેત્વાભાસ પાંચ છે એમ કહે છે. વૈશેષિકો ત્રણ છે એમ કહે છે. હેત્વાભાસોના નામ પણ સર્વ પુસ્તકોમા સરખા નથી. ગૌતમ 'ન્યાયદર્શન'માં સવ્યભિચાર, વિરુદ્ધ, પ્રકરણસમ, સાધ્યસમ, અને અતીતકાલ એ પાંચ હેત્વાભાસો આપે છે, અન્નંભટ 'તર્કસંગ્રહ'માં સવ્યભિચાર, વિરુદ્ધ, સત્પ્રતિપક્ષ, અસિદ્ધ, અને બાધિત એવા પાંચ હેત્વાભાસો આપે છે. સવ્યભિચારને કેટલાક ગ્રન્થકારો અનૈકાન્તિક કહે છે. પ્રકરણસમ સત્પ્રતિપક્ષને મળતો છે, સાધ્યસિદ્ધ અસિદ્ધને, અને અતીતકાલ બાધિતને મળતા છે. કાશ્યપ કે કણાદના મત પ્રમાણે વિરુદ્ધ, અસિદ્ધ, અને સંદિગ્ધ એવા ત્રણ હેત્વાભાસ છે. આમાં સંદિગ્ધ એ સવ્યભિચાર કે અનૈકાન્તિકને મળતો છે.

સાધ્યની સાથે વ્યાપ્તિ જોઈએ તેને બદલે 'જ્યાં જ્યાં અશ્વત્વ છે ત્યાં ત્યાં ગોત્વનો અભાવ છે' એમ હેતુને સાધ્યના અભાવની સાથે વ્યાપ્તિ છે. વ્યાપ્તિમા વ્યાપ્ય પહેલો આવે છે અને વ્યાપક પછી આવે છે; માટે અશ્વત્વ એ વ્યાપ્ય છે અને ગોત્વાભાવ વ્યાપક છે. આ પ્રમાણે અશ્વત્વ હેતુ સાધ્યના અભાવથી વ્યાપ્ત હોવાથી વિરુદ્ધ છે.

સત્પ્રતિપક્ષ—જે હેતુને સાધ્યનો અભાવ સાધનાર અન્ય હેતુ છે તે સત્પ્રતિપક્ષ કહેવાય છે 'પર્વત વહ્નિમાન્ છે, ધૂમવત્ત્વથી, મહાનસની પેઠે' એમા ધૂમવત્ત્વ હેતુ છે, એનો પ્રતિપક્ષી 'પર્વત વહ્ન્યભાવવાન્ છે, પાષાણમય છે તેથી, કુંડની પેઠે' એમા જે પાષાણમયત્વ હેતુ છે તે છે, આથી ધૂમવત્ત્વ હેતુ સત્પ્રતિપક્ષ કહેવાય છે આમા બંને હેતુઓ એક એકના સાધ્યનો અભાવ સાધે છે તેથી પરસ્પર સત્પ્રતિપક્ષ છે આવુ જ્ઞાન સાક્ષાત્ અનુમિતિનુ પ્રતિબન્ધક થાય છે. વહ્નિવ્યાપ્યધૂમવાન્ પર્વત છે અને વહ્ન્યભાવવ્યાપ્યપાષાણમયત્વવાન્ પર્વત છે એવા બે પરામર્શ થવાથી એકેમાથી અનુમિતિ થતી નથી, કેમકે એક એકને પ્રતિબન્ધક થાય છે આ હેત્વાભાસને ગૌતમે પ્રકરણસમ કહ્યો છે. નિર્ણય માટે નિર્દિષ્ટ કરેલો હેતુ પ્રકરણનો નિર્ણય કરવાને બદલે તેની ચિન્તા-જિજ્ઞાસા-આકાંક્ષા ઉત્પન્ન કરે તે પ્રકરણસમ. પ્રકરણનો નિર્ણય થવાને બદલે તે પ્રકરણની જ સ્થિતિમા રહે છે માટે પ્રકરણસમ કહેવાય છે

છે. 'તળાવ દ્રવ્ય છે, ધૂમવત્ છે તેથી' અથવા તો 'તપેલો લોઢાનો ગોળો વહ્નિમાન્ છે, ધૂમવાન્ છે તેથી' એમાં ધૂમવત્ત્વ હેતુ સ્વરૂપાસિદ્ધ છે; કેમકે પક્ષ તળાવ અને તપેલા લોઢાના ગોળાને વિષે ધૂમનો અભાવ છે. વ્યાપ્યત્વાસિદ્ધ એટલે હેતુ સાધ્યનો વ્યાપ્ય હોવો જોઈએ તે નથી. જેમાં વ્યાપ્તિ નથી તે હેતુનું વ્યાપ્યત્વ અસિદ્ધ છે. એવું બે રીતે થઈ શકે; હેતુ જ્યારે સાધ્યનો વ્યાપ્ય ન હોય અને જ્યારે હેતુ ઉપાધિવાળા સાધ્યનો વ્યાપ્ય હોય. 'શબ્દ ક્ષણિક છે, સત્ત્વથી' એમાં સત્ત્વ હેતુ સાધ્યનો વ્યાપ્ય નથી, 'પર્વત ધૂમવાન્ છે, વહ્નિમાન્ છે તેથી' એમાં વહ્નિમત્ત્વ હેતુ ધૂમવત્ત્વનો વ્યાપ્ય નથી, પણ આર્દ્રેન્ધનસંયોગ (લીલા લાકડાનો સંયોગ) રૂપી ઉપાધિવાળા સાધ્યનો વ્યાપ્ય છે. જ્યાં જ્યાં વહ્નિ છે, ત્યાં ત્યાં ધૂમ છે એવી વ્યાપ્તિ નથી, પણ જ્યાં જ્યાં આર્દ્રેન્ધનસંયોગવાળો વહ્નિ છે ત્યાં ત્યાં ધૂમ છે એવી વ્યાપ્તિ છે. અસિદ્ધ હેત્વાભાસને ગોતમે સાધ્યસમ કહ્યો છે; કેમકે હેતુ અસિદ્ધ હોવાથી સાધ્યના જેવો જ છે.

**અસિદ્ધ અને અનૈકાન્તિક**—અસિદ્ધ અને સવ્યભિચાર બંને હેત્વાભાસ વ્યાપ્તિ ન હોવાથી થાય છે તો એ બેની વચ્ચે તફાવત શો? હેતુનો વ્યભિચાર એટલે સાધ્યનો અભાવ હોય ત્યાં હોવું તે. વ્યાપ્તિ ખોટી છે એવો છે નિશ્ચય તે વ્યભિચાર, પણ તે ખરી છે એને વિષે જે સંશય તે અસિદ્ધિ.

**બાધિત**—સાધ્યનો અભાવ અન્ય પ્રમાણથી નિશ્ચિત થયો હોય તો હેતુ બાધિત કહેવાય છે. 'વહ્નિ અનુષ્ણ છે, દ્રવ્યત્વ છે તેથી' એમાં અનુષ્ણત્વનો અભાવ જે ઉષ્ણત્વ તે પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ હોવાથી દ્રવ્યત્વ હેતુ બાધિત છે.

**હેત્વાભાસોમાં ન્યાયના દોષોનો સમાવેશ**—હવે પ્રશ્ન એ ઊઠે છે કે આ હેત્વાભાસોની અંદર ન્યાયના બધા દોષોનો સમાવેશ થાય છે કે કેમ? હેતુનો દોષ હોવાથી ન્યાય દુષ્ટ થાય છે તેમજ પક્ષ અને દૃષ્ટાન્તના

દોષથી પણ થાય છે તેટલા માટે કેટલાક નૈયાયિકોએ પક્ષાભાસ અને દૃષ્ટાન્તાભાસનું પણ વિવેચન કર્યું છે. વળી ગાનમે જાતિ અને નિગ્રહ સ્થાનના પ્રકરણમાં ઘણા દોષો આપ્યા છે અને હેત્વાભાસ તો તેમાનો એક દોષ છે. અન્યોન્યાશ્રય અને અનવસ્થાથી પણ ન્યાય દુષ્ટ થાય છે. આ પ્રમાણે બીજા પણ દોષો છે. પરંતુ એ બધા આભાસો હેત્વાભાસમાંજ લાવી શકાય છે. હેતુપદ, નિગમનવાક્યના પક્ષપદ અને સાધ્યપદને જોડનાર છે, તેથી ન્યાયનું બંધારણ તેનાજ પર છે. ન્યાયના દોષો કોઈ પણ પ્રકારે હેતુપદના દોષથીજ થાય છે. પરામર્શ એ અનુમિતિનું કરણ છે અને વ્યાપ્તિવિશિષ્ટપક્ષવૃત્તિત્વજ્ઞાન તે પરામર્શ છે. અર્થાત્ હેતુ વ્યાપ્તિવિશિષ્ટ છે અને પક્ષવૃત્તિ-પક્ષમા છે એવું જે જ્ઞાન તે પરામર્શ. વહ્નિવ્યાપ્ય ધૂમવાન્ પર્વત છે એ જ્ઞાન તે પરામર્શ છે. આ પ્રમાણે પક્ષતા, પક્ષવૃત્તિત્વ, કે વ્યાપ્તિમાં દોષ હોય તો પરામર્શ થાય નહિ અને પરામર્શ થાય નહિ એટલે અનુમિતિ પણ થાય નહિ

---

# પ્રકરણ ૧૭મું.



## કેળવણીની ઐતિહાસિક રૂપરેખા.

**કેળવણીનો ઇતિહાસ: અતિસંક્ષેપમાં**—આ પ્રકરણમા કેળવણીના ઇતિહાસનુ અતિસંક્ષેપમાં દિગ્દર્શન કર્યું છે. પ્રાચીન સમયથી આરંભી હાલના સમય સુધી કેળવણી વિષે વિદ્વાનોના કેવા વિચારો હતા, કેળવણી કેવી રીતે આપતી, અને કેવા પ્રકારની કેળવણી પરિપૂર્ણ ગણાય એ વિષે વિચારોમા કાળક્રમે કેવો ફેરફાર થયો તેનું સંક્ષિપ્ત ચિત્ર આપ્યું છે.

**પ્રાચીન સમય: જમીનની ફળદ્રુપતા દ્રવ્યવૃદ્ધિ, ને સુધારો**—આરંભમાં જ્ઞાનની વૃદ્ધિ પ્રાચ્ય દેશોમાં થઈ, જ્યારે પાશ્ચાત્ય દેશો જંગલી

સ્થિતિમાં હતા ત્યારે ઍસિરિઆ, ઇજિપ્ત, ઇરાન, ચીન, અને હિંદુસ્તાન એ પ્રાચ્ય દેશોમાં વિદ્યાની વૃદ્ધિ થઈ હતી. એનું કારણ બકલે પોતાના ઇતિહાસમાં બહુ સારી રીતે દર્શાવ્યું છે. જ્યાંસુધી કોઈ પણ પ્રજામાં બધાં માણુસોને પોતાના પોષણને માટે જરૂરના પદાર્થો મેળવવામાં બધો વખત રોકાવું પડે છે, ત્યાંસુધી જ્ઞાન પ્રાપ્ત કરવા તરફ તેઓને ચિત્ત રોકાવવાનો અવકાશ મળી શકતો નથી. એવી સ્થિતિમાં વિદ્યા કેળવાય કે તેની વૃદ્ધિ થાય એવી આશા રાખી શકાયજ નહિ એ સ્પષ્ટ છે. જ્યારે પ્રજામાં થોડાં મનુષ્યો આખી પ્રજાને માટે જીવનયાત્રાનાં પૂરતાં સાધનો ઉત્પન્ન કરી શકે અને બાકીનાં ઘણાં મનુષ્યોને પોતાનો સમય બીજાં કામમાં રોકવાનો અવકાશ મળે, ત્યારેજ જ્ઞાન તરફ તેમનામાના કેટલાક ધ્યાન આપી શકે. આ ઉપરથી સમજાશે કે જે દેશોમાં જમીન એવી સમૃદ્ધ ને ફળદ્રુપ હોય કે થોડી મહેનતથી અતિશય પાક ઉત્પન્ન થાય ને તેમા ઘણાનો નિભાવ થાય તે દેશોમા વિદ્યાની વૃદ્ધિ વહેલી થાય. આજ કારણથી પાશ્ચાત્ય દેશો કરતાં ઉપર ગણાવેલા પ્રાચ્ય દેશોમા વિદ્યાનો પ્રકાશ વહેલો થયો. એ દેશોમાં કુદરતી સાધનો ઘણા અનુકૂળ છે. જમીન ઘણી રસાળ છે. થોડા ઉદ્યોગથી ઘણુ ઉત્પન્ન થઈ શકે છે. આરંભમા આવાં કારણોને લીધે દ્રવ્યની વૃદ્ધિ થઈ શકે છે અને દ્રવ્યની વૃદ્ધિ થયા વિના કોઈ પણ દેશમાં સુધારો થઈ શકતો નથી. આગળ જતા વ્યાપાર ને અન્ય કારણો બળવાન્ થાય છે અને સુધારો કરવાના સાધનો પ્રાપ્ત કરી શકાય છે, પણ આરંભની સ્થિતિમા ફળદ્રુપ જમીન પરજ સુધારાનો આધાર છે. એશિઆમા જે મોટા પ્રદેશમાં જમીનની રસાળતાથી દ્રવ્યસંચય થઈ શક્યો છે તે પ્રદેશમાં દક્ષિણ ચીનનો પૂર્વ ભાગ હિંદુસ્તાન, એશિઆ માઈનોર, ફિનિશિઆ, અને પૅલેસ્ટાઈનનો પશ્ચિમ ભાગ આવેલા છે આ વિસ્તીર્ણ પ્રદેશનો ઉત્તર ભાગ ઉજ્જડ હોવાથી ત્યાં જંગલી ટોળીઓ વસતી અને તેઓ ઘણા સમય સુધી તેવીજ અવસ્થામાં રહી છે. પણ એજ મૉંગોલિઅન અને તાર્તરીઅન ટોળીઓએ ચીન, હિંદુસ્તાન, ઇરાનમા જુદે જુદે પ્રસંગે મોટાં રાજ્યો

સ્થાપ્યાં છે, તેઓ જંગલી અવસ્થામાંથી નીકળી કેળવાયલી સ્થિતિએ પહોંચી છે, અને સાહિત્યની વૃદ્ધિ કરી શકી છે. જમીન ફળદ્રુપ ન હોવાને લીધે એ લોકો પોતાના દેશમાં દ્રવ્યનો સંચય કરી શક્યા નહિ; પણ રસાળ પ્રદેશોમાં ગયા ત્યાં તેઓ સંસ્કાર પામ્યા. આરબ લોકો પણ પોતાની જન્મભૂમિમાં જંગલી હતા, કેમકે દેશ ઉજ્જડ છે, ને જમીન શુષ્ક છે. પણ સાતમા સૈકામાં ઇરાન, આઠમામાં સ્પેન, અને નવમામાં તેમણે પંજાબ જીત્યું. એ જંગલી લોકો પોતાનો શુષ્ક દેશ છોડી અન્ય પ્રદેશોમાં વસ્યા કે તરત જ બદલાઈ ગયા. ત્યાં તેમણે મોટા રાજ્યોનો પાયો નાખ્યો, શહેરો બાંધ્યા, શાળાઓ સ્થાપી, પુસ્તકો એકઠાં કર્યા, અને વિદ્યાની વૃદ્ધિ કરી તેમની સત્તાના ચિહ્નો કોર્ડોવા, બગદાદ, અને દિલ્હીમાં જોવામાં આવે છે

**હિંદુસ્તાનમાં પ્રાચીન સમયમાં વિદ્યાવૃદ્ધિ**–હિંદુસ્તાનમાં વિદ્યાવૃદ્ધિ ચમત્કારી થઈ સંસ્કૃત ભાષા ને સંસ્કૃત સાહિત્ય એવું તો ઉત્તમ રીતે ખેડાયું કે હાલની સુધરેલી પાશ્ચાત્ય પ્રજા પણ તે જોઈ વિસ્મય પામે છે. જે દેશમાં પ્રાચીન આર્ય પ્રજાના આચારવિચાર પર પરિપૂર્ણ પ્રકાશ પડે એવા વેદમન્ત્રોનું ઋષિમુનિઓને દર્શન થયું–**ऋषयो मन्त्रद्रष्टारः** (ઋષિઓ મન્ત્રના દર્શન કરનારા છે) એમ કહેવાય છે–જે દેશમાં ઉપનિષદ્ જેવા જ્ઞાનના સાગર ગ્રન્થો રચાયા અને તેમાં આત્મા અને પરમાત્મા, સંસાર અને મોક્ષ, વગેરે ગૂઢ વિષયોનું ઉત્તમ અને સ્થળે સ્થળે આખ્યાયિકા અને સંવાદથી રસિક રીતે નિરૂપણ થયું કે જે વાચનાથી એક પાશ્ચાત્ય[1] વિદ્વાનના

---

૧ એ વિદ્વાન્ જર્મન તત્ત્વજ્ઞાની શોપેનહૉર હતો અને એના શબ્દો નીચે પ્રમાણે હતા —

"આખી દુનિયામાં ઉપનિષદોના અભ્યાસ જેવો બીજો કોઈ પણ અભ્યાસ હિતકર અને ઉન્નતિકારક નથી. તે મારા જીવનનું આશ્વાસન છે અને મારા મરણનું આશ્વાસન થશે".

મુખમાંથી એવા ઉદ્ગાર નીકળ્યા કે ઉપનિષદો ભારા જીવનના આ-શ્વાસનરૂપ છે, જે દેશમાં ભાષાશાસ્ત્રના સંશોધનમાં સહાયભૂત થાય એવા નિઘંટુઓ—વૈદિક શબ્દોના કોશ—ને યાસ્કપ્રણીત નિરુક્ત, જેમાં વેદના અર્થનું નિરૂપણ અને પદવિભાગ ને તેનું વિવેચન છે, તે રચાયાં, જે દેશમાં પાણિનિ આદિ વૈયાકરણોએ ઉત્તમ, શાસ્ત્રીય વ્યાકરણો રચ્યાં જેના પર પતંજલિ જેવા ભાષ્યકારે મહાભાષ્ય જેવા [2] આકરગ્રન્થો રચ્યા, જેની ભાષાશૈલી અને વિષય પ્રતિપાદન કરવાની તેમજ લૌકિક ન્યાયે શાસ્ત્રીય બાબતનું વિવરણ કરવાની રીતથી દરેકોઈ સુધરેલી પ્રજા ને વિદ્વાન્ વાચકવર્ગ વિસ્મયમાં લીન થાય છે, જે દેશમાં આદિ કવિ વાલ્મીકિ અને વેદવ્યાસ જેવા દેવરૂપ ઋષિજનોએ રામાયણ અને મહાભારત જેવાં વીરરસકાવ્યો તૈયાર કર્યાં, જેમાં આદર્શભૂત વીરપુરુષોના વૃત્તાન્તો અને પૌરાણિક ઇતિવૃત્ત સાથે પ્રજાના આચારવિચાર, રીતરસમ, અને રહેણીકરણીનો ઉત્તમ ચિતાર આપેલો છે અને જેને માટે થોડાં વર્ષ પર મદ્રાસમાં એક વિદ્વાન્ અંગ્રેજે ભાષણ કરતાં એમ કહ્યું કે મને એક તરફ આખી દુનિયાનું રાજ્ય આપે અને બીજી તરફ મહાભારત જેવા ગ્રન્થ આપે તો હું રાજ્ય છોડી મહાભારતનો સ્વીકાર કરું, જે દેશમાં ભગવદ્ગીતા જેવું નિષ્કામ ભક્તિ પ્રતિપાદન કરનારૂં, સર્વ પંથને અને બધા સુધરેલા દેશોમાં માન્ય થાય એવું, ઉત્કૃષ્ટ પુસ્તક રચાયું, જે દેશમા કપિલ, પતંજલિ, કણાદ, ગૌતમ, જૈમિનિ, ને વ્યાસે અનુક્રમે સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય, પૂર્વમીમાંસા, ને ઉત્તરમીમાંસા એવાં ષડ્દર્શનો રચી મોક્ષના ભિન્ન ભિન્ન માર્ગ દર્શાવ્યા, જે દેશમાં મનુ, આશ્વલાયન, આપસ્તંબ, યાજ્ઞવલ્ક્ય આદિ ઋષિઓએ શ્રૌતસૂત્રો ને ગૃહ્યસૂત્રો-ધર્મશાસ્ત્રો રચી રાજા અને પ્રજાને નિયમમાં રાખ્યાં, અને જે દેશમાં શ્રીમચ્છંકરાચાર્ય જેવા સમર્થ વિદ્વાને અનેક પાખંડી અને વેદબાહ્ય ધર્મપંથોનો બહિષ્કાર કર્યો, ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, અને ગીતા એ પ્રસ્થાનત્રય પર ઉત્તમ ભાષ્ય રચી ઉપનિષદોની એકવાક્યતા સિદ્ધ કરી-તેમાં

૨ ખાણ. જ્ઞાનથી પૂર્ણ ગ્રન્થ આકર કહેવાય છે.

પૂર્વાપર વિરોધ નથી પણ એકજ અવિરુદ્ધ અને સુસંગત વિષયનુ પ્રતિપાદન કર્યું છે એમ પ્રૌઢ અને શાસ્ત્રીય શૈલીથી સિદ્ધ કર્યું,–અને વેદમાર્ગની ધ્વજા ચારે તરફ ફરકાની પાત્રને અનુસારે ભક્તિમાર્ગ તથા જ્ઞાનમાર્ગનો ઉત્તમ ઉપદેશ કર્યો, જે દેશમાં ભાષાશુદ્ધિ પર એટલુ બધુ લક્ષ આપવામાં આવ્યુ કે અશુદ્ધ ભાષા બોલવાથી મ્લેચ્છ થવાય, તેવા મ્લેચ્છ ન થઈએ માટે વ્યાકરણનુ અધ્યયન કરવું જોઈએ એમ વ્યાકરણના અધ્યયનનું એક પ્રયોજન મહાભાષ્યકાર મહાભાષ્યમાં આપે છે અને એક શબ્દના પણ સમ્યક્ જ્ઞાન ને સમ્યક્ પ્રયોગથી સ્વર્ગમાં ને આ લોકમા સર્વ કામના સિદ્ધ થાય છે એમ મનાયુ–પ્રાચીન સમયમાં જ્યારે દુનિયાના અન્ય પ્રદેશો અજ્ઞાનના અંધકારમાં ગ્રસ્ત થયા હતા ત્યારે જે દેશમાં ભાષા ને સાહિત્ય આટલા બધાં કેળવાયા તે દેશમાં વિદ્યાની વૃદ્ધિ સારી રીતે થઈ હતી એ પ્રતિપાદન કરવાની જરૂર રહેતી નથી. પ્રાચીન સમયમા જીવન સાદુ હતુ, પ્રજા હાલના જેટલી પ્રવૃત્તિમા મચેલી નહોતી, અને હાલના જેવા પ્રતિબન્ધકારક સામાજિક નિયમો નહોતા, પણ જ્યાંસુધી વિદ્યાભ્યાસ પૂરો થાય નહિ ત્યાસુધી ગુરુના કુળમા ગુરુના સમીપમાં વસી–અન્તેવાસી (અન્ત=સમીપ) અને શિષ્ય–શાસનીય, વિનીત–થઈ વિદ્યાજ્ઞાન સંપાદન કરતા. આ પ્રમાણે બ્રહ્મચર્ય આશ્રમ બરાબર જળવાતો તેથીજ તે સમયની પ્રજા વીર્યવાળી અને તેજસ્વી થઈ અને તેનુ શૌર્ય અને જ્ઞાન અલૌકિક અને દિવ્ય, હાલની સુધરેલી પ્રજાને પણ વિસ્મય પમાડે એવા થયા. એ બધી બ્રહ્મચર્યની–વિશુદ્ધ આચરણનીજ–ખુબી હતી, એ બધો બ્રહ્મચર્યનોજ પ્રતાપ હતો. ગુરુની આજ્ઞા મળે ત્યારેજ સમાવર્તન સંસ્કાર થાય–ગુરુકુળમાથી પોતાને ઘેર નિવૃત્ત થવાય–અને ત્યારપછીજ ગૃહસ્થાશ્રમમાં દાખલ થવાય. એ ગુરુકુળની પદ્ધતિ ઉત્તમ હતી એવા ગુરુકુળોમાં દશ દશ હજાર શિષ્યો શીખતા ને તેમના ગુરુઓ કુલપતિ કહેવાતા. હાલમાં આર્યસમાજીઓએ એ પ્રાચીન શૈલીના ગુરુકુલો જવાળાપુર, મુલ્તાન, અને વૃંદાવનમા સ્થાપ્યા છે પાશ્ચાત્ય પ્રજાની બોર્ડિંગ હાઉસોની–છાત્રાલયોની–પદ્ધતિ આને અલ્પ અંશે મળતી છે, વિદ્યાભ્યાસમા

